રસિક ગ્રંથમાળા પુસ્તક : ૨૬

# હાસ્ય વિહાર

{ શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે, એમ. એ }
{ : : ના પ્રવેશક સહિત : : }


: : લેખક : :

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

'હું સરલા અને મિત્રમંડળ' 'હાસ્ય કથા મંજરી' 'ભૂલનાભોગ અને બિચારો' 'વિનોદ વિહાર' 'મોટર લિકના નિબંધો' વિગેરેના લેખક



: : પ્રકાશક : :

પુંજાલાલ ભગવાન પારેખ
: : વઢવાણ સીટી : :

: : મુંબાઈના એજન્ટ : :
હરિલાલ રતિલાલની કંપની
બુકસેલર્સ : ગોવિંદ બિલ્ડીંગ
પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબાઈ નં. ૨

ત્રણ રૂપીયા

# અર્પણ

: : બેહનો : :

શ્રી. જયોત્સ્ના મહેતા, બી. એ.,

શ્રી. સરોજિની મહેતા, એમ. એ.,

: : એમને સસ્નેહ અર્પણ.

કૃષ્ણ કુટીર,<br>સાંતાક્રુઝ ૧૫:૭: ૧૯૩૧ } ધનસુખલાલ કૃષ્ણલાલ<br>મહેતા

# અનુક્રમણિકા

# પ્રવેશક

રા. ધનસુખલાલનો હાસ્યરસિક કૃતિઓનો આ ચોથો સંગ્રહ છે. હાસ્યરસના સમર્થ લેખક તરીકે એમનું નામ વર્ષો થયાં ગુજરાતને પરિચિત છે. આ સંગ્રહમાંનાં લખાણો મોટે ભાગે અનુવાદિત છે. એમના વિષે અહિં જે લખ્યું છે તે માત્ર આ સંગ્રહનાં લખાણો ઉપરથી જ નહિ, પરંતુ એમની અનુવાદિત અને સ્વતંત્ર એવી સર્વ કૃતિઓને લક્ષમાં રાખીને લખ્યું છે. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયાએ 'વિનોદવિહાર'ના પ્રવેશકમાં એમના લાક્ષણિક ગુણોનું સવિસ્તર અને સૂક્ષ્મ અવલોકન કર્યું છે એટલે અહિં આપણા ગુજરાતી હાસ્યરસના સાહિત્યની આછી રૂપરેખા આલેખી, એમના વિશિષ્ટ ગુણનો નિર્દેશ માત્ર કર્યો છે.

હાસ્ય ને રુદન એ મનુષ્યની પ્રાથમિક ચેષ્ટાઓ છે. માનવ હૃદયમાં જે અનેક ભાવો ભરેલા છે તે સર્વમાં વિષાદ ને વિનોદનાં તત્ત્વ સર્વસામાન્ય અને સર્વથી અધિક પ્રમાણમાં છે. નાનું બાળક બીજું કંઈ ન કરી શકે પણ હસી અને રડી તો શકે છે. હસવાની શક્તિ એ મનુષ્યની વિશિષ્ટ શક્તિ છે. એક વિદ્વાને તો મનુષ્યની વ્યાખ્યાજ એવી આપી છે, કે હસી શકે એવું પ્રાણી તે મનુષ્ય. આમ હાસ્ય એ મનુષ્યોમાં સર્વસામાન્ય છે એટલું જ નહિ, પરંતુ બીજા પ્રાણીઓમાં નથી એવી એની વિશિષ્ટ શક્તિ છે. ગંભીરમાં ગંભીર મનુષ્ય પણ દિલ ખોલીને કદી હસ્યો ન હોય એવું ભાગ્યેજ બને છે.

આમ છતાં, સાહિત્ય જીવનનું પ્રતિબિમ્બ છે તોપણ, સાહિત્યમાં હાસ્યરસને સ્થાન ઘણું મોડું મળ્યું છે. નવલકથા, ટુંકી વાર્તા, રેખાચિત્રો, ગ્રન્થાવલોકન, એકાંકી નાટકો ઈત્યાદિના સાહિત્યના પેઠે આપણું હાસ્યરસનું સાહિત્ય પણ પાશ્ચાત્ય સાહિત્યના સંપર્કને લીધેજ ખીલ્યું છે. પશ્ચિમનો સંસર્ગ થયા પૂર્વે આપણા સાહિત્યમાં વિનોદના તત્વનો કેવળ અભાવ હતો, એમ કહેવાનું તાત્પર્ય નથી. પરંતુ હમણાં હાસ્યરસને જેમ પ્રધાન સ્થાન આપવામાં આવે છે, કેવળ હાસ્યરસના આવિર્ભાવ માટે જેમ લેખક પ્રવૃત્ત થાય છે, તેમ પ્રાચીન કાળમાં ન હતું.

સંસ્કૃત આલંકારિકોએ નવરસમાં હાસ્યરસનું નામ ગણાવ્યું છે, પરંતુ

તેને સ્થાન ગૌણ આપ્યું છે; શૃંગાર, વીર ને કરુણને જ મુખ્ય રસો તરીકે ગણ્યા છે, હાસ્યરસની સ્વતંત્ર રીતે ખીલવણી સંસ્કૃત કવિઓએ કરી નથી. સંસ્કૃતમાં પ્રહસનો રચાં છે, પરંતુ તે સાહિત્યમાં સ્થાન પામે એવી ઉચ્ચ કોટિનાં નથી. સંસ્કૃત નાટકકારોએ પ્રસંગોપાત્ત હાસ્યરસ આણ્યો છે; પરંતુ એ સર્વ એ હાસ્ય રસને નિર્માણ કરવાને એકનો એકજ માર્ગ સ્વીકાર્યો છે. વિદૂષકની મૂર્ખ ચેષ્ટાઓ અને ભોજનપ્રિયતા સિવાય હાસ્યરસ નિષ્પન્ન કરવાનો બીજો માર્ગ કોઇને સૂઝયો નથી. મૃચ્છકટિકમાં કંઈક જૂદા માર્ગનું અવલંબન કરવામાં આવેલું જણાય છે, પરંતુ તેમાં હાસ્યરસ બહુ સામાન્ય કોટિનો હોવાથી એ બહુ અસરકારક નીવડયો નથી. કવિવર કાલિદાસે પણ કેવળ હાસ્યરસ ખીલવવાનો પ્રયાસ કર્યો નથી, પરંતુ જ્યાં જ્યાં હાસ્યના પ્રસંગ એણે આણ્યા છે, ત્યાં ત્યાં એની પ્રતિભા ઝળકી ઊઠયા વગર રહી નથી. એના વિદૂષકની ઉક્તિઓ બાલિશ અથવા મૂર્ખાઈ ભરેલી નથી હોતી, પણ સપ્રયોજન ને માર્મિક હોય છે. એની પછીના કવિઓને પણ હાસ્યરસનું નિર્માણ કરવાનું કોઈ નવું સાધન જડયું નહિ, અને એકના એક ચીલે ચઢી સંસ્કૃત સાહિત્યનો હાસ્યરસ લગભગ નિર્જીવ થઈ ગયો.

આપણા પ્રાચીન કવિઓ ભક્તિમાં ને જ્ઞાનની વાર્તામાં મસ્ત હતા, એટલે તેમણે ભજન ને જ્ઞાન કે નીતિનાં પદો રચવા સિવાય બીજા કશાની બહુ દરકાર રાખી નથી. ભાલણ, ભીમ, નરસિંહ, નાકર, મીરાં તથા જૈન કવિઓએ ભકિતભર્યાં કીર્તનો ઉપદેશાત્મક રાસાઓ અથવા શૃંગારાત્મક પદો રચ્યાં છે. એમનાં કાવ્યો ગંભીર ભાવથી ઓતપ્રોત હોય છે. પોતાની ભક્તિમાં મસ્ત, અથવા જગત્‌ને નીતિને ને ધર્મને પંથે ચઢાવવાને આતુર, એવા એ કવિઓને હસવાની કે હસાવવાની બહુ પરવા નથી. આમ છતાં આપણા પ્રાચીન સાહિત્યમાં હાસ્યરસની શોધ કરનાર છેક નિરાશ થઈ પાછો ફરે એવું નથી. હાસ્યરસની દૃષ્ટિએ છેક શુષ્ક જણાતા એ સાહિત્યપ્રદેશમાં એક લીલુ કુંજધામ છે. એ કુંજધામ તે પ્રેમાનંદનાં આખ્યાનો.

આ રસસ્વામીએ શૃંગાર ને કરુણરસની સિદ્ધિમાં જેમ અપૂર્વ પ્રતિભા દર્શાવી છે, તેમ હાસ્યરસનું નિર્માણ કરવામાં પણ ઉત્કૃષ્ટ કલાચાતુર્ય બતાવ્યું છે. આકસ્મિક પ્રસંગોથી એ અદહાસ્ય ઉત્પન્ન નથી કરતા, પરંતુ માનવસ્વભાવની નિર્બળતાના તાદૃશ ને હૃદયંગમ ચિત્ર વડે એ વાચકના મુખ પર સ્મિત આણે છે. જીવનના સામાન્ય પ્રસંગોમાંથી એ રમૂજી તત્વ ખેંચી કાઢે છે ને અપૂર્વ સ્વાભાવિકતાથી તેનું આલેખન કરે છે.

દમયંતીને વરવા માટેના દેવોના પ્રયત્નો, સુદામાનો દ્વારામતીમાં પ્રવેશ, નરસિંહ મહેતાએ કરેલું પિતાનું શ્રાદ્ધ ઈત્યાદિ વર્ણનો પરથી સામાન્ય પ્રસંગોમાંથી હાસ્યનું તત્વ શોધી કાઢવાની એની શકિતનો ખ્યાલ આવે છે. આ ઉપરાંત એના સંવાદોમાં મર્મોક્તિ ને કટાક્ષનાં દર્શન થાય છે. 'એ તો જ્ઞાન મને ગમતું નથી ઋષિરાયજીરે, લાવો બાળક માંગે અન્ન લાગું પાયજીરે' એ પંકિતથી શરૂ થતો સુદામાની પત્નીનો પ્રત્યુત્તર, કુંવરબાઇએ નણંદને દીધેલા જવાબ, 'દેવોને પરણવાની ફરજ પડશે તો હું આપઘાત કરીશ' એવી મતલબના દમયંતીના વચનનો નળે આપેલો જવાબ ઈત્યાદિમાં મર્મ અને નર્મ પરની એની પ્રભુતા પ્રગટ થાય છે.

શામળનાં લખાણમાં કવચિત્ વિનોદનું તત્ત્વ દેખાય છે. 'ધનજી ઉવાણે પાય, ભૂપ ભીખંતો દીઠો': નામની વ્યર્થતા દર્શાવનાર એ છપ્પામાં તથા રાવણમંદોદરી સંવાદમાંની અઢાર વર્ણની લાક્ષણિક ઉકિતઓમાં હાસ્યની આછી છાંટ છે.

અખાની કવિતામાં હાસ્ય કરતાં કટાક્ષ ઘણો વધારે છે. વાચકને રમૂજ આપવા કરતાં વસ્તુની હાસ્યજનતા દર્શાવવાનો એનો હેતુ વધારે હોય છે. આમ છતાં 'માતેલો સાંઢ ચોમાસું ચર્યો, અને વઢકણી વહુએ દીકરો જણ્યો;' 'ગુરૂ કીધા મેં ગોકુલનાથ, ઘરડા બળદને ઘાલી નાથ' એવા એવા સબળ ને મર્મોકિતથી ભર્યા દૃષ્ટાંતો આપણને સ્મિત તો કરાવે છેજ.

પ્રેમાનંદ તથા કંઇક અંશે શામળ તથા અખાને બાદ કરતાં પ્રાચીન કાળમાં હાસ્યરસનો અથવા 'હળવા' સાહિત્યનો લગભગ અભાવ હતો, એમ કહીએ તો ચાલે, એ સાહિત્યની ખરી ખીલવણી તો અંગ્રેજી સાહિત્યની આપણા સાહિત્ય પર અસર થયા પછીજ થઇ.

કેવળ હાસ્યરસનો પ્રથમ ગ્રંથ નિર્માણ કરવાનું માન નવલરામને ઘટે છે. મોલિયેરના Mock Doctor પરથી એમણે 'ભટનું ભોપાળું' લખ્યું. અનુવાદ છે એમ ખબર ન હોય તો કોઈ સમજી ન શકે કે આ સ્વતંત્ર લખાણ નથી. મોલિયેર પાસેથી પ્રેરણા લઈ એમણે સ્વતંત્ર કલાવિધાન પોતાની પ્રતિભાને બળે કર્યું છે. નવલરામમાં હાસ્યરસનું સર્જન કરવા માટેની જોઇતી સર્વ ગુણસમૃદ્ધિ હતી. માનવસ્વભાવની નિર્બળતા અને વિચિત્રતાનું એમને ઊંડું જ્ઞાન હતું. સૂક્ષ્મ અવલોકન ને આલેખનશકિત એમનામાં હતી અને સામાન્ય જીવનના પ્રસંગોમાંથી વિનોદનું તત્ત્વ ખેંચી કાઢી સમભાવપૂર્વક

તેને રજુ કરવાની કુશળતા એમનામાં હતી. નાટક ફાર્સના પ્રકારનું હોવાથી એમાંનો હાસ્યરસ સ્થૂલ પ્રકારનો છે, તેમજ કેટલાક પ્રસંગો ને વચનો શિષ્ટતાની હદ ઓળંગી જતાં હોય એવાં પણ લાગે છે. છતાં એમાં સાચો હાસ્યરસ છે ને એના આલેખનમાં નવલરામ સર્વાંશે સફળ થયા છે એ નિઃસન્દેહ છે. એમનાં પાત્રો અને સંભાષણોમાં કુશળ કલાકારનો હાથ જણાઈ આવે છે. આ એકજ નાટક લખીને પછી એ દિશામાં એમણે બીજી કાંઇ પ્રવૃત્તિ ન કરી એ ખેદજનક છે. 'જનાવરની જાન' નામની એમની ગરબીમાં પણ મર્મ પરની એમની પ્રભુતાનાં દર્શન થાય છે.

દલપતરામની કેટલીક કવિતાઓમાં તથા એમના 'મિથ્યાભિમાન નાટક' માં મર્મવિનોદ ભર્યો છે. એમને પાશ્ચાત્ય સાહિત્યનો સંપર્ક ન હતો, પરંતુ સભારંજનાર્થે એમની લેખનપ્રવૃત્તિ થએલી હોવાથી તેમાં એમણે રમૂજનું તત્ત્વ દાખલ કર્યું હતું. એમનાં કાવ્યો લોકને સમજાવી ફોસલાવી તેમનું રંજન કરી ઉપદેશ આપવાના હેતુથી લખાએલાં હોઈ એમાંનો હાસ્યરસ બધાંથી સમજાય એવો અને સામાન્ય પ્રકારનો છે.

નવલરામ અને દલપતરામ સિવાય નર્મદયુગના અન્ય કોઈ લેખકે હાસ્યરસ તરફ ખાસ ધ્યાન આપ્યું નથી. નંદશંકરે 'કરણઘેલા'માં બે વેદાંતી ભાઇઓનું ચિત્ર આલેખ્યું છે, મહીપતરામે 'વનરાજ ચાવડો' અને 'સધરા જેસંગ'માં રમૂજી આડકથાઓ લખી છે, હરગોવિંદદાસ કાંટાવાળાએ અંધેરી નગરીનો ગર્ધવસેનની કથા લખી મૂર્ખ રાજાની હાસ્યજનકતા દર્શાવી છે, તેમજ બીજા કેટલાક લેખકોના લખાણમાં પ્રસંગોપાત્ત વિનોદ આણવાના છૂટાછવાયા પ્રયત્નો જણાય છે; પરંતુ હાસ્યરસના સાહિત્યનો એ યુગમાં વિશેષ કાંઈ વિકાસ થયો નથી.

આપણા હાસ્યરસના સાહિત્યના ઇતિહાસમાં રમણભાઇનું સ્થાન ઘણું ઉંચું છે. ભદ્રંભદ્ર અને હાસ્યમંદિર એ એમના અમર કીર્તિસ્તંભ છે. નવલરામ અને રમણભાઈમાં ઘણા પ્રકારનું સામ્ય દેખાય છે. બંને કુશળ વિવેચક હતા. બંનેએ થોડાંક છતાં ઉત્તમ કાવ્યો લખ્યાં છે, બંનેએ સુંદર કલાવિધાનયુક્ત એક નાટક લખ્યું છે, બંનેમાં અભ્યાસજન્ય વિદ્વત્તા, અનુભવજન્ય વિવેક અને ઇશ્વરદત્ત પ્રતિભાનાં દર્શન થાય છે, બંનેએ હાસ્યરસનું નવીન પ્રકારનું સાહિત્ય ખેડયું છે. નવલરામે જેમ પાશ્ચાત્ય શૈલીના હાસ્ય રસનો ગુજરાતને પ્રથમ આસ્વાદ ચખાડયો, તેમ રમણભાઈએ પણ પાશ્ચાત્ય શૈલીના પરંતુ એથી નવીન પ્રકારના હાસ્યરસને ગુજરાતમાં પ્રથમ ઊતાર્યો.

મોલિયેરનો રસાસ્વાદ જેમ નવલરામે ચખાડયો છે, તેમ પોતાના 'હાસ્ય-મંદિર'માં રમણભાઇએ બોમ્બિયાની ભૂલથાપ, ઈત્યાદિ ઘણા લેખો માર્કટ્વેન પરથી એમણે પ્રેરણા લઇ લખ્યા છે. 'ભદ્રંભદ્ર' એ એમની સ્વતંત્ર કૃતિ 'પિકવિક પેપર્સ'નું સ્મરણ કરાવે છે. હાસ્યરસનું એ સળંગ પુસ્તક આપણા સાહિત્યમાં પહેલું અને હજી સૂધી તો છેલ્લુંજ છે. 'હાસ્યમંદિર' કરતાં 'ભદ્રંભદ્ર' પરથી રમણભાઈની સ્વતંત્ર શકિતનો ખરેખરો ખ્યાલ આપણને આવે છે. સમાજના વિચિત્ર રીતરિવાજો, અને ગમે તે ભોગે પ્રાચીન ભાવના ને રૂઢિઓનું સંરક્ષણ કરવાની વૃત્તિવાળા મનુષ્યોને એમણે પોતાના કટાક્ષ માટેનાં લક્ષ્યબિન્દુ બનાવી એ ગ્રન્થની રચના કરી છે. માનવસ્વભાવની વિચિત્રતાઓ, એના હૃદયની નિર્બળતાઓ, આપણા સંસારની કેટલીક હાસ્યાસ્પદ રૂઢિઓ, દંભો ઈત્યાદિનું એમણે સૂક્ષ્મ અવલોકન કરી તેનું રસિક ને તાદૃશ આલેખન કર્યું છે. સભાઓ અને ન્યાતનાં કોલાહલ અને અવ્યવસ્થા, રેલ્વેની મુસાફરીમાં પ્રસંગમાં આવતા જાત જાતના મનુષ્યો, કોર્ટમાં ચાલતી વકીલોની તકરાર અને ન્યાયાધીશની ન્યાય આપવાની 'ધગશ' ને સમજ ઇત્યાદિ અનેકાનેક સામાન્ય પ્રસંગોનાં અસામાન્ય છતાં સ્વાભાવિક વર્ણનો, ભિન્ન ભિન્ન પ્રકારના મનુષ્યોની હાસ્યજનક ખાાશયતો, અભિમાન, ઈર્ષ્યા, કુતૂહલપ્રિયતા ઇત્યાદિ મનુષ્યની સ્વાભાવિક નબળાઇઓનું સચોટ અને માર્મિક ચિત્ર; માન મેળવવા ફાંફાં મારતા, વિદ્વત્તાનો દંભ સેવતા, પ્રાચીનતાની અંધ ઉપાસનાનો દુરાગ્રહ રાખતા હાસ્યજનક પાત્રોનું તાદૃશ આલેખન : ઇત્યાદિ એ પુસ્તકની ગુણ સમૃદ્ધિથી કોઈ પણ વાચક આકર્ષાયા વગર રહી શકે એમ નથી. ભદ્રંભદ્ર વાંચી કોઈને હસવું ન આવે તો તેનામાં હાસ્યરસેન્દ્રિયનો અભાવ છે, એમજ કહેવું પ્રાપ્ત થાય.

આમ છતાં 'ભદ્રંભદ્ર' દોષરહિત નથી. એમાંના કેટલાક દોષો તો ઘણા મોટા છે. 'ભદ્રંભદ્ર'માંનો હાસ્યરસ મોટે ભાગે સ્થૂલ છે. 'જેલમાંથી ખેલમાં ગયા,' એ પ્રકરણમાં શિવ અને પોઠિયાની રમત, ભદ્રંભદ્રે કરેલા અદ્દભુત પ્રવાસ ઇત્યાદિના વર્ણનમાં બાલિશતા અને કોઇક વાર અગમ્યતા આવી જાય છે. પ્રસંગોચિત ગૌરવ અને રસોચિત લાઘવ સચવાયાં નથી. રમણભાઈએ અમુક મન્તવ્ય ધરાવનારાઓને બનાવવા ખાતર એ પુસ્તક લખ્યું છે, એટલું જ નહિ પરંતુ અમુક અમુક વ્યક્તિવિશેષને પણ બનાવવાનો એમનો ઉદ્દેશ પણ કળાઈ આવે છે. આથી નાયક તરફ લેખકને જે સમભાવ હોવો જોઇએ તે આમાં જણાતો નથી. પ્રસન્નમન શંકર, કુશળવપુશંકર ઈત્યાદિ

નામો પણ કઈ વ્યક્તિ પર એઓ પ્રહાર કરવા માંગે છે તેનાં સૂચક છે. અને તે તે વ્યક્તિની નિર્બળતાને–એકલી નિર્બળતાનેજ અતીવ વક્રરૂપમાં રજુ કરી એમણે પાત્રો નથી સરજ્યાં પણ તેમના કેરિકેચર (વક્રચિત્રો) આલેખ્યાં છે. આમ કરવામાં કોઇક કોઇક સ્થળે એમને સહજ અને એમના અન્ય લખાણોમાં હંમેશ જણાતી સુરુચિ અને શિષ્ટતાનો પણ ભંગ થાય છે. 'ભદ્રંભદ્ર'માંનો હાસ્યરસ મુખ્યત્વે પ્રસંગોત્પન્ન છે. માનવહૃદયના કોઇ સનાતન ભાવ અથવા વૈચિત્ર્ય કે નિર્બળતાને એમણે હાસ્યકારણ બનાવ્યાં નથી, પરંતુ અમુક વર્ગના મનુષ્યોની અમુક ભાવનાઓનેજ એમણે પોતાના કટાક્ષ માટે પસંદ કરી છે. એમનો પ્રેરકહેતુ શુદ્ધ ને નિર્દોષ નથી એમ સ્પષ્ટ જણાય છે. કેટલીકવાર સાહિત્યકાર રમણભાઈ સાહિત્યકાર મટી પ્રચ્છન્ન કે પ્રકટ પ્રચારકરૂપે દેખાય છે. સાચો હાસ્યરસ નિર્દોષ હોવો જોઇએ, એ સર્વ પ્રકારના મનુષ્યને આનન્દપ્રદ થવો જોઈએ, કોઈની લાગણી એનાથી દૂભાવાવી ન જોઇએ, 'ભદ્રંભદ્ર'માંનો હાસ્યરસ આ પ્રકારનો છે એમ કહી શકાય એમ નથી. જેમ પાપ ધિક્કારવા યોગ્ય છે. પાપીઓ નહિ, તેમ સમાજની અમુક ભાવના અથવા મંતવ્યો કે રૂઢિઓ કટાક્ષનાં પાત્ર થવાં જોઇએ, પરંતુ તેવી ભાવના કે મંતવ્યો ધરાવનાર અથવા તેવી રૂઢિઓનું સમર્થન કરનાર વ્યક્તિ-વિશેષો નહિ. તેવી વ્યક્તિઓનું સર્જન કરવામાં આવે તો તે કેવળ કાલ્પનિક હોવી જોઈએ અને તેનું આલેખન એટલા સમભાવપૂર્વક થવું જોઈએ કે તે વ્યક્તિનું નામ વાંચી વાચકને હાસ્ય ભલે આવે પણ તેના પર ધિક્કાર ન ઉપજવો જોઇએ. પ્રેમાનંદના સુદામાની પેઠે અથવા ડિકન્સના પિકવિકની પેઠે રમણભાઇનો ભદ્રંભદ્ર એ હાસ્યરસિક પાત્ર છે, પરંતુ સુદામા માટે અથવા પિકવિક માટે આપણને અમુક પ્રકારની પ્રેમની લાગણી થાય છે, તેવી ભદ્રંભદ્ર માટે થતી નથી. શેકસપિયરનો ફોલ્સ્ટાફ રમણભાઇના ભદ્રંભદ્ર જેવો તેથીયે વધારે મૂર્ખો છે પણ ફોલ્સ્ટાફ કદી આપણી ઘૃણાને પાત્ર થતો નથી, અને ભદ્રંભદ્ર પ્રાયઃ ઘૃણાજનક લાગે છે.

આ ઉપરાંત ભદ્રંભદ્રની તથા ખાસ કરીને પ્રસન્ન મનશંકરની ભાષા શરૂઆતમાં હાસ્ય પ્રેરવા સમર્થ થાય છે, પરંતુ પાછળથી એ કંટાળોજ ઉત્પન્ન કરે છે. કૃત્રિમ અથવા વિલક્ષણ ભાષાપ્રયોગ વડે હાસ્યરસ નિષ્પન્ન થઇ શકે છે. પરંતુ એ યુક્તિનો વધારે પડતો ઉપયોગ હાસ્યરસને બાધક નીવડે છે. તેમાંયે ખાસ કરીને રમણભાઇએ ભદ્રંભદ્ર તથા પ્રસન્નમનશંકરના મુખમાં મુકેલી ભાષા એટલી બધી કૃત્રિમ અને અસ્વાભાવિક છે કે વાચકને તે સમજવી

કઠણ થઈ પડે છે. આરંભમાં કંઈક પરિશ્રમે તે તે સમજે છે પરંતુ પરિ-શ્રમના પ્રમાણમાં એમાં રહેલો ચમત્કાર બહુ ઓછો છે એમ જણાતાં આખરે એ કંટાળે છે. સંસ્કૃતમય ભાષાનો પ્રયોગ કરનારા લેખક પર કટાક્ષ કરવાના ઉદ્દેશની સિદ્ધિ માટે આખું પુસ્તક એવી કૃત્રિમ ને મહાપરિશ્રમે સમજાય એવી શૈલીથી ભરવાની જરૂર નથી. ભદ્રંભદ્રના ભાષણોમાંનું દીર્ઘસૂત્રીપણું પણ કેટલીક વાર રસને ક્ષતિ કરનારૂં થાય છે.

આવા દોષો છતાં 'ભદ્રંભદ્રે' આપણા હાસ્યરસના સાહિત્યમાં અપૂર્વ સ્થાન પ્રાપ્ત કર્યું છે. એમાંનો હાસ્યરસ, ઉપર કહ્યું તેમ સ્થૂળ, કેટલીક વાર સુરુચિ ને શિષ્ટતાનો ભંગ કરનાર છતાંયે, હજી પણ ઘણા લેખકોને પ્રેરણારૂપ નીવડે છે. એનાં વર્ણનો અપૂર્વ રમણીયતા, અવનવી કલ્પના, અભિનવ ઉપમા અને હૃદયંગમ સચોટતા વડે આપણા સાહિત્યમાં હજી અજોડ રહ્યાં છે.

અર્વાચીન યુગમાં રમણભાઇ પછી હાસ્યરસના વિશિષ્ટ લેખક તરીકે રા. ધનસુખલાલને ગણાવી શકાય.

રા. ધનસુખલાલ હાસ્યરસના આવિર્ભાવ માટે કોઈ ખાસ પ્રસંગ કે વસ્તુ પસંદ કરતા નથી પણ આપણા જીવનના સામાન્ય પ્રસંગમાંથી જ એ હાસ્યના કારણરૂપ થાય એવી વસ્તુ શોધી કાઢે છે. આથી એમનાં લખાણ ખડખડાટ હસાવતાં નથી; પણ માત્ર સ્મિત પ્રેરે છે અને વિચારને ઉત્તેજે છે. રમણભાઈ અને ધનસુખલાલ એ બંનેની કલા પરસ્પર અપ્રમેય છે? બંનેની વિશિષ્ટતાઓ એકબીજાથી કેવળ વિભિન્ન પ્રકારની છે. રમણભાઇનો હાસ્યરસ પ્રસંગોત્પન્ન હોય છે, ધનસુખલાલનો સ્વભાવગત કે વિચારોત્પન્ન હોય છે; રમણભાઈ કોઇક પ્રસંગવિશેષ અથવા વ્યક્તિવિશેષને હાસ્યનું આ-લંબન બનાવે છે, ધનસુખલાલ સામાન્ય પ્રસંગની વિશિષ્ટતા અથવા સામાન્ય વ્યક્તિના ગુણવિશેષને હાસ્યનું આલંબન બનાવે છે. રમણભાઇનો હાસ્યરસ અમુક પ્રકારના મનુષ્યની અમુક જાતની વિચિત્રતા પર રચાએલો હોય છે, ધનસુખલાલ માનવના સનાતન સ્વભાવમાં રહેલા કોઈ હાસ્યોત્પાદક તત્ત્વને શોધી કાઢી તેને હાસ્યકારણ બનાવે છે. કવચિત્ બનતા અકસ્માતો કરતાં જીવનમાં નિત્ય બનતા બનાવો પર એમણે વધારે આધાર રાખ્યો છે. આથી પ્રત્યેક મનુષ્યને અનુભવ ગોચર થએલી વસ્તુ એમના વર્ણ્ય વિષય તરીકે

આવતી હોવાથી એમના હાસ્યરસમાં સ્વાભાવિકતા સહેજે સધાય છે. આ પ્રમાણે ધનસુખલાલનો હાસ્યરસ મનુષ્યના સનાતન સ્વભાવને અવલંબીને ઉત્પન્ન થએલો હોવાથી તે સમજવો જરા કઠણ પડે છે પરંતુ સમજાયા પછી તેની અસર વધારે થાય છે. રમણભાઇનાં પાત્રો કવચિત્‌જ દૃષ્ટિએ પડે એવાં હોય છે, ધનસુખલાલનાં પાત્રો પ્રત્યેક મનુષ્યના અનુભવના વિષયરૂપ હોય છે. રમણભાઇએ માર્કટવેન અને ડિકન્સ પાસેથી પ્રેરણા મેળવી છે, ધનસુખલાલના પ્રેરક જેરોમ અને બેરી છે. રમણભાઈના લખાણમાં કવચિત્‌ દંશ દેખાય છે, તેનું કોઇ પણ સ્થળે ધનસુખલાલના લખાણમાં દર્શન થતું નથી. આમ રમણભાઈ કરતાં ધનસુખલાલે માનવસ્વભાવના સનાતન સ્વભાવને હાસ્યનું આલંબન બનાવી હાસ્યરસના એક વિશિષ્ટ અને ઉચ્ચ પ્રકારને દર્શાવ્યો છે. ધનસુખલાલે અંગ્રેજી સાહિત્ય પરથી પ્રેરણા લઈ લેખનપ્રવૃત્તિ કરી છે, એ ખરૂં છે અને એનો એ પોતે પણ સ્વીકાર કરે છે, છતાં એમણે સ્વતંત્ર કૃતિઓ પણ ઘણી રચી છે અને અનુવાદમાં પણ સ્વતંત્ર કૃતિ જેટલીજ સફળતા પ્રાપ્ત કરી છે.

અર્વાચીન યુગમાં રા. મસ્ત ફકીર, રા. ઓલિયા જોશી. રા. ઇન્સાન, રા. કનૈયાલાલ મુનશી, રા, જાગીરદાર, રા. નારદ, રા. ગગનવિહારી મહેતા, રા. કિશોર વકીલ, રા. મુનિકુમાર ભટ્ટ, રા. રામનારાયણ પાઠક (સ્વૈર વિહારી) ઇત્યાદિ અનેક લેખકો નર્મ, મર્મ, કટાક્ષ હાસ્યજનક પાત્રોનું આલેખન વગેરે વિવિધ રીતે હાસ્યરસના સાહિત્યનો વિકાસ કરી રહ્યા છે. એ સર્વ લેખકોએ હાસ્થરસનું સાહિત્ય પોતપોતાની વિશિષ્ટ અને ભિન્ન ભિન્ન શૈલી વડે ખેડયું છે. તેમના ગુણાવગુણોની તુલના કરવાનું, અથવા તેમની વિશિષ્ટતા દર્શાવવાનું આ સ્થાન નથી. પરંતુ હાસ્યરસના લેખકોની એ નામાવલિ આપણું હાસ્યરસનું સાહિત્ય સર્વાંગસમૃદ્ધ થોડાજ સમયમાં થશે એવી આશા રાખવાને પ્રેરે છે.

જયોતીન્દ્ર હ. દવે

*

# પ્રાસ્તવિક ઉલ્લેખ

અનુક્રમણિકામાં દર્શાવેલ પહેલી આઠ અને દસમી કૃતિ અંગ્રેજી સાહિત્યકૃતિઓના થોડેઘણે અંશે અનુવાદરૂપે છે. નવમી કૃતિ વિખ્યાત ફ્રેંચ લેખક થીઓફીલ ગોતીએરની એક લાંબી કૃતિના ટુંકાવેલ ભાષાંતર રૂપે છે. અગીઆરમી અને બારમી મૌલિક કૃતિઓ છે અને તેરમો લેખ ગુજરાતના હાસ્યરસના એક પ્રખર લેખકનાં સંસ્મરણો રૂપે છે.

આ સંગ્રહનો પ્રવેશક મારા એક સ્નેહી શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે, એમ. એ., એ લખ્યો છે એ માટે હું એમનો આભાર માનું કે એમને એમના સ્નેહી પ્રત્યેની ફરજનું પાલન કરવાનો મેં યોગ કરી આપ્યો તે બદલ એમણે મારો આભાર માનવો ઘટે એ પ્રશ્નનું નિરાકરણ હું વેળાસર કરી શકયો નથી એથી હું એ વિષે મૌનજ સેવું છું. આ સંગ્રહ ઘણી ત્વરાથી પ્રસિદ્ધ થઈ શકયો એને માટે શ્રી. નાગરદાસ પટેલનો ઉપકાર માનું છું.

કૃષ્ણ કુટીર,
સાંતાક્રુઝ : ૧૫:૭:૧૯૩૧ } ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

# હાસ્ય વિહાર

## અમારી નવલકથા

### પ્રકરણ ૧ : આરંભ

એક દિવસ હું સ્નેહવદનને ત્યાંથી ગપાટા મારીને ઘેર પાછો આવ્યો પછી મેં સરલાને કહ્યું કે મારે એક નવલકથા લખવાનો વિચાર છે. આ વિચાર એને ઘણો પસંદ પડયો. તે તરત બોલી. "ખરેખર, તમે શામાટે અત્યાર સુધી નવલકથા ન લખી એ જ અજબ જેવું છે. જુઓને, હમણા હમણા લખાતી નવલકથા કેવી કચરા જેવી છે? તમેય કેમ નહીં લખી શકો!"

પણ જ્યારે મેં કહ્યું કે સ્નેહવદન પણ લખવામાં ભાગ લેનાર છે ત્યારે તે જરા કચવાઇ અને તેણે માત્ર "અંહ"થી જવાબ વાળ્યો.

તેમાં વળી મેં જ્યારે ઉમેર્યું કે ભાનુશંકર તેમજ કનૈયાલાલ પણ અંદર ભાગ લેવાના છે ત્યારે તો તેનો ઉત્સાહ છેક જ મંદ થઈ ગયો. અમારી નવલકથા કોઇપણ દિવસ જગતનો પ્રકાશ જોશે એવી આશા જ તેને નહતી, એટલે ઉત્સાહ બતાવે પણ ક્યાંથી ?

વળી તે વખતે કનૈયાલાલ તેમજ ભાનુશંકર પરણેલા નહતા એ પણ સરલાની દ્રષ્ટિથી જોતાં બહુ વાંધાભર્યું હતું. લગ્ન કરવા જેટલી પણ બુદ્ધિ જેનામાં નહિં હોય, અને જેમને બુદ્ધિ હોય તેમનામાં લગ્ન કરવાની શક્તિ ન હોય, એવા નવલકથા લખી શકે જ નહિં એમ સરલાનું માનવું છે.

મેં અમારી યોજનામાં કેવા ફાયદા રહેલા છે તે સરલાને સમજાવવા માંડયું. મે કહ્યું. 'જો ! સાધારણ નવલકથામાં માત્ર એક જ મનુષ્યના વિચાર આવી શકે છે. આ નવલકથામાં ચાર વિદ્વાન માણસોના વિચારો આવી શકશે; એટલે જે કીંમતે સામાન્ય રીતે વાંચનાર એક જ માણસના વિચાર ખરીદી શકે તે જ કીંમતમાં અમારી નવલકથાથી તે વાંચનાર ચાર માણસના વિચાર ખરીદી શકશે. જો ગુજરાતી વાંચનારમાં વ્યવહારિક બુદ્ધિ હશે તો તો તે એકદમ આ પુસ્તકને માટે ઑર્ડર નોંધાવશે, કારણ કે મોડો થશે તો કદાચ તેને આ પુસ્તક જીંદગીમાં નહિં પણ મળે-બીજી જીંદગીમાં મળશે કે કેમ તે અમારાથી કહી શકાતું નથી. દુનિયાના ચારે ખુણામાંથી–ચીન, જાપાન, યુરોપ, અમેરિકા, આફ્રિકા વગેરે અનેક દેશોમાંથી આ પુસ્તકને માટે જથ્થાબંધ ઑર્ડરો આવવા જોઇએ એમ અમે તો ધારીએ છીએ અને પરિણામે કદાચ ગુજરાતી ભાષાનો પ્રચાર પણ ઘણે ઠેકાણે થાય.''

આ બધા ફાયદા છેક નાખી દેવા જેવા નથી એમ સરલાએ કટાક્ષમાં જણાવ્યું.

''વળી,'' મેં આગળ ચલાવ્યું, ''આમાં એક બીજો પણ ફાયદો છે. અમારા સાધારણ વિચાર અમે આમાં જણાવવાના નથી. જો

નવલકથા ખમી શકશે તો અમારી ચારે જણની વિદ્વતા અમે આમાં સીંચીસીંચીને ભરવા માગીએ છીએ. આ નવલકથા પછી અમે બીજી એકેય લખવા માગતા નથી; અમે લખી શકીશું પણ નહિં. આ વાર્તા એક જાતનું વિદ્વત્તાનું 'કલીઅરન્સ સેલ'જ થશે. અમે જેટલું જાણીએ છીએ તેટલુ એમાં આવશે."

"જો એટલું જ આવવાનું હોય તો તો વાર્તાના એકથી વધુ ભાગ નહિં નીકળે, કેમ ખરૂં ને?" સરલાએ નિર્દોષ અવાજે પૂછ્યું.

મને આથી ખોટું લાગ્યું અને મેં કહ્યું. "એ વાર્તા માટે ખરાબજ ટીકા કરવી હોય તો તે તારે કરવાની જરૂર નથી. તે કાર્ય કરવાને દ્વેષી ટીકાકારો જગતમાં જીવતા પડેલાજ છે. મારા જેવા લેખકને પોતાના ઘરમાં તો આથી કૈંક વધુ ઉત્તેજન મળવું જોઈએ એમ હું ધારૂં છું."

"તમારે ખોટું લગાડવાની જરૂર નથી." સરલા બોલી. "હું તમારે માટે કહેતી જ નહતી. હજી સ્નેહવદન પણ ઠીક છે; પણ અડધું ગામ ભેગું કરવામાં શો ફાયદો છે એ હું સમજતી નથી. (સ્ત્રીઓને અતિશયોક્તિ કરવાનો સ્વભાવ જ પડેલો હોય છે; બાકી કનૈયાલાલ તથા ભાનુશંકર આ બે મળીને અડધું ગામ શી રીતે થયું?) કનૈયાલાલ તથા ભાનુશંકર તમને વાર્તા લખવામાં શી મદદ કરવાના છે? કનૈયાલાલ જેટલું જાણે છે તેટલુ બધું તમે એની પાસે લખાવો તો પણ એક પાનાથી વધુ ન થાય એવી મારી ખાત્રી છે."

કનૈયાલાલ વિશેના સરલાના મતમાં હમણાં હમણાં ઘણો ઘટાડો થઇ ગયો છે. પહેલાં જ્યારે નવી નવી ઓળખાણ થઇ હતી ત્યારે કનૈયાલાલ વિશેનો તેનો મત ઘણો જ ઉંચો હતો. એમને વિશે મને સરલાએ એક વખત કહ્યું હતું કે "કનૈયાલાલ ભાઇ તે તો કનૈયાલાલ ભાઇ જ છે! દરેક વિષયમાં પોતે જાણકાર છે!"

કનૈયાલાલ માટેનું આ વર્ણન આબેહૂબ છે. દરેક વિષયમાં તે સંપૂર્ણ માહીતી ધરાવે છે, કોઇક કોઇક વખત તેમની આ માહીતી

ખરી પણ પડે છે, પણ સાધારણ રીતે તેમની ખબર ઉપર આધાર રાખનાર માણસ વગર મોતે માર્યો જ જાય છે.

અમે જ્યારે પહેલાં ગૃહસંસાર ચલાવવા માંડયો ત્યારે સરલા ઘણી નાની હતી. એક વખત હું અને સરલા અમારા મોદીને ત્યાંથી સામાન લેતાં હતાં તે વખતે મોદીએ મને કહેલું કે "નાનાભાઇ, આ તમારી ભત્રીજીનું વેવિશાળ કર્યું કે નહિ?" આ ઉપરથી ઘેર આવીને સરલા રડી હતી અને જગતમાં પોતે તદ્દન નકામી જ છે એવી શંકાથી તેને બહુ દુઃખ થયું હતું. પરિણામે અમારે જુના મોદીને રૂખ્સત આપવી પડી હતી! આને લઇને જો કોઈ મનુષ્ય સલાહ આપતું તો બહુ ઉપકારથી તે સ્વીકારતી હતી; એટલે જ્યારે કનૈયાલાલના સમાગમમાં આવી ત્યારે કનૈયાલાલ માટે તેને એકદમ માન આવી ગયું. કનૈયાલાલ ભાજીનું શાક કેમ કરવું ત્યાંથી માંડીને બિલ્લાડીને આંચકી આવતી હોય તો કેમ મટાડવી ત્યાં સુધીના દરેક વિષયમાં સંપૂર્ણ જ્ઞાન ધરાવતા હતા. એટલે જ્યારે જ્યારે કનૈયાલાલ અમારે ત્યાં આવે ત્યારે ત્યારે સરલા એમની પાસેથી કૈંક કૈંક નવું નવું શીખી લેતી. અલબત, આ નવાં જ્ઞાનથી શોષવું પડતું અમારે જ!

એક વખત કનૈયાલાલે ચુલો કેમ સળગાવવો એ સંબંધી સરલાને જ્ઞાન આપ્યું. ગુજરાતમાં ચુલો સળગાવતાં કોઇને આવડતુંજ નથી એવી એમની માન્યતા હતી. કતારગામમાં એક માણસ જ આ અદ્દભુત કલા જાણતો હતો અને તેની પાસેથી પોતે શીખી લાવ્યા હતા એમ એમનું કહેવું હતું. આ કલાથી વખત, મહેનત અને કોલસાનો તેમજ ઘાસલેટનો ઘણોજ બચાવ થાય છે એમ તેમણે સરલા સમક્ષ પુરવાર કરી આપ્યું અને તેજ વખતે તેમણે આ કલા સરલાને શીખવી. સરલાએ તરત જ એ કલા અમારી ચાકરડીને શીખવી.

અમારી ચાકરડી રધી એક નમુનેદાર ચાકરડી હતી. તે વાદવિવાદમાં કોઇ વખત ઉતરતી જ નહિં. તેને પોતાને પોતાના વિચાર

કે મત હતા જ નહિં. અમે જે કહેતા તે કૈં પણ વાંધા વિના તે કબુલ રાખતી અને પછી તે કાર્યને કોઇ પણ ફેરફાર સિવાય અને પરિણામ સંબંધી કૈં પણ જોખમ પોતાને માથે લીધા વિના પોતે કરતી. કનૈયાલાલની ચુલા સળગાવવાની રીત જ્યારે એને સમજાવવામાં આવી ત્યારે એણે માત્ર એટલું પૂછ્યું. " તમે મારી પાસે આ રીતે ચુલો સળગાવવા માગો છો ? "

" હા, રઘી " સરલાએ કહ્યું. " હવેથી આપણે ચુલો એવી જ રીતે સળગાવશું. "

" ઠીક, બાઈ " રઘીએ જવાબ વાળ્યો.

બીજે દિવસે સવારે અમે મોડાં ઉઠયાં અને દાતણ કરીને બહાર ઓટલા ઉપર નચીંતે બેઠાં. મેં ન્યુસપેપર વાંચવા માંડયું અને સરલાએ શાક મોળવા માંડયું. એ પ્રમાણે પા કલાક થયો, અડધો કલાક થયો અને પોણો કલાક પણ થયો પણ ચ્હાની નિશાની જણાઇ નહિં એટલે સરલાએ બુમ મારી. " રઘી, રઘી. "

રઘી આવી અને ઠંડે પેટે બોલી: " કેમ બાઈ ? "

" તું જાણે છે કે ઘડિયાળમાં હમણાં કેટલા વાગ્યા છે અને ચ્હાનો વખત કયારનો થઇ ગયો છે ? " સરલાએ પૂછ્યું.

" હા, બાઇ, " ઉત્તર મળ્યો.

" ત્યારે ચહા તૈયાર થઈ છે ? " સરલાએ પૂછ્યું.

" ના, બાઇ " ઉત્તર મળ્યો.

" ત્યારે આજે કોઇ ઘણુ વખત તૈયાર થશે ખરી ? " સરલાએ કટાક્ષમાં પૂછ્યું.

" જો ખરૂં પૂછાવો તો, " રઘીએ જવાબ વાળ્યો, " મને તો લાગે છે કે તૈયાર નહિં થાય. "

" પણ કૈં કારણ ? ચુલો સળગતો નથી ? "

" ના, બાઈ, સળગે છે તો બરાબર પણ ચ્હાને માટે પાણી લેવા હાથ લાંબો કરીએ એટલામાં પાછો હોલવાઈ જાય છે. "

રધીને આ પ્રમાણે જેવો સવાલ પૂછાય તેવો જ અને તેટલો જ ઉત્તર આપવાની બહુ ખરાબ ટેવ છે. એક વખત જ્યારે હું એની આવી પ્રકૃતિ જાણતો ન હતો ત્યારે મેં મારા ઓરડામાંથી ઘાંટો પાડીને તેને પૂછ્યું કે 'કેટલા વાગ્યા છે તે તું જાણે છે?' "હાજી" એટલું બોલીને તે પાછી પોતાને કામે વળગી. બે એક મીનીટ પછી મેં ઓરડીમાંથી બહાર નીકળીને રધીને બોલાવી અને જ્યારે કહ્યું કે 'તેં ટાઇમ મને કહ્યો કેમ નહિ?' ત્યારે એણે શાંત ચિત્તે જવાબ આપ્યો કે "મેં તો માત્ર એમ જ જાણ્યું કે તમારે હું વખત જાણું છું કે નહિ એટલું જ જાણવું હતું. બાકી વાગ્યા છે સાડાચાર."

સરલાએ પાછું પૂછ્યું. "પણ તેં સળગાવવાનો યત્ન કર્યો હતો?"

"હા, બાઈ," રધી બોલી "મેં ચાર વખત સળગાવી જોયું. તમે કહો તો પાછી સળગાવી જોઉં." રધીને એવી રીતે કામ કરવામાં બીલકુલ સંતાપ ન હતો.

આ ઉપરથી સરલાએ પોતે જ ચુલો સળગાવવાનો નિશ્ચય કર્યો. મને પણ આ પ્રયોગ જોવાની ઇચ્છા થઈ તેથી હું પણ ગયો. સરલાએ પ્રયોગ શરૂ કર્યો. હું અને રધી જોવા ઉભાં રહ્યાં. અડધા કલાક પછી સરલા યુદ્ધમાંથી પરાજય પામીને પાછી હઠી. ચુલો તો પોતાનો શાંત, ઠંડો દેખાવ જેવોને તેવો કાયમ રાખીને અમારો ઉપહાસ કરતો હોય તેમ જોઇ રહ્યો.

પછી મેં બીડું ઝડપ્યું. મેં મારાથી બનતું કર્યું કારણ કે એક તો મારે ચ્હા પીવી હતી અને બીજું એ કે જે કાર્ય સરલા નહિ કરી શકી તે મેં કર્યું એમ કહેવામાં, હું ગર્વ માનતો હતો. કનૈયાલાલની કલાની પદ્ધતિથી જે કોઇ મનુષ્ય ચુલો સળગાવી શકે તે મનુષ્ય જગતમાં નામાંકિત થવો જ જોઇએ એમ તે દિવસના અનુભવ પછી જણાયું. સાધારણ રીતે પણ ચુલો સળગાવવો એ ખાવાનું કામ નથી; પણ એમાં પણ ભાઇશ્રી કનૈયાલાલની શાસ્ત્રીય પદ્ધતિ

પ્રમાણે સળગાવવો એ તો યશભર્યું જ કહેવાય એમ મારૂં માનવું છે. જો તે દિવસે મને તેમાં વિજય મળ્યો હોત તો એ હકીકત મારાં સર્વ ઓળખાણુપાળખાણુવાળાંઓમાં કહીને મોટાઇ મેળવવાનો મારો ખાસ ઇરાદો હતો.

પરંતુ મને તેમાં વિજય મળ્યો નહીં. મેં આસપાસની ઘણી વસ્તુઓ સળગાવી. મારો રૂમાલ, મારા ધોતીઆનો છેડો, પાણી ગાળવાનો કકડો અને મારો પોતાનો હાથ: આ સર્વ વસ્તુઓને તો થોડી ઘણી અસર થઈ પણ ચુલાને તો જરાય અસર થઇ નહિં, જાણે ફાયરપ્રુફ તીજોરી બનાવવાનાં વાસણામાંથી જ તેને બનાવ્યો નહીં હોય તેમ તેને જરા પણ આંચ લાગી નહીં.

હું અને સરલા ચુલાની આસપાસ નિરાશ હૃદયે બેઠાં. હવે શું કરવું એનું પણ અમને ભાન રહ્યું નહિ, એટલામાં રઘી બોલી. "બાઇ કહેતાં હો તો આજનો દિવસ જુની રીતે હું ચુલો સળગાવું?"

તરત આ વાક્યને સરલાએ પકડી લીધું. "હા, રઘી, એજ પ્રમાણે કર અને હવે પછી રોજ એજ પ્રમાણે કરજે."

વળી એક વખત કનૈયાલાલે અરબસ્તાનમાં કાફી જે પ્રમાણે કરવામાં આવે છે તે પ્રમાણે કાફી તૈયાર કરતાં અમને શીખવ્યું. અરબસ્તાનમાં જો લોકો ઘણીવાર કાફી પીતા હશે તો એ દેશમાં ગંદવાડનું કૈં માપ જ નહીં રહેતું હોય! આ કાફી બનાવતાં કનૈયાલાલે આઠ પ્યાલા, ત્રણ રકાબી, બે પાતેલી, પાંચ ચમચા, એક જાજમ, બે ટુવાલ અને પોતાનું આખું શરીર આટલી ચીજો બગાડી અને બે પ્યાલા, એક રકાબી અને એક કાચની કીટલી એટલી વસ્તુઓ ફોડી!

અલબત, જ્યારે કાફી તૈયાર થઈ ત્યારે અમે ચાખીને પછી પીવાની ના પાડી એટલે કનૈયાલાલ ચીડવાઇ ગયા અને રોજ ખરાબ કાફી પીવાની ટેવ પડી ગઇ હોવાથી અમે સારી કાફી પી શકતાં નથી અને તેની કદર બુઝી શકતાં નથી એમ કહેવા લાગ્યા. માત્ર

એના સ્વાદની મીઠાશનો પુરાવો આપવા કનૈયાલાલ પોતે ચાર પ્યાલા કાફી પી ગયા. પરિણામે અમારે ભાડાની ગાડીમાં એમને ઘેર લઈ જવા પડયા અને એમને સાતેક દિવસ મંદવાડ ભોગવવો પડયો.

તે વખતમાં કનૈયાલાલને એક કાકી હતાં એમ સાંભરે છે. કદાચ કોઈ વિષયમાં કનૈયાલાલ પોતે સંપૂર્ણ જ્ઞાન ધરાવતા નહીં હોય—એવું જવલ્લેજ બનતું-તો તે વખતે તે પોતે કહેતા કે "એક કામ કરો હું મારાં કાકીને પુછાવી જોઉં ત્યાં સુધી ધીરજ ધરો." અમે તે વખતે યુવાન હતાં અને સંસારનાં દુ:ખોથી અજ્ઞાન હતાં એટલે ધીરજ રાખવાનું કબુલ કરતાં અને છેવટે અનેક ઉપાધિ વેઠતાં.

એક વખત આ કનૈયાલાલની કાકીએ કનૈયાલાલ મારફત અમને વાંદાને ઘરમાંથી કહાડવાની દવા મોકલાવી. અમે તે વખતે એક નાના, જરીપુરાણા બંગલામાં રહેતાં હતાં, અને તેમાં ફાટ, ચીરા અને બાકાંનો સુમાર જ ન હતો. બીચારા ખાબોચીઆંમાં રહેતા દેડકાઓ પણ ઘણીવાર ભુલથી અમારા રસોડામાં આવી ચડતા હતા. અનેક ઉંદરોએ પોતાની ન્યાતની શારીરિક સ્થિતિ સુધારવા માટે અમારા બંગલાને કસરતશાળા બનાવી હતી અને અમારા રસોડાંને રાતે રાતે વાંદાઓ પોતાની 'વંદા કલબ' ને માટેના મકાન તરીકે વાપરતા હતા. સવાર પડે ત્યાં સુધી ઘણા વાંદાઓ પોતાના કુટુંબ સાથે જુદી જુદી ફાટમાંથી ત્યાં આવીને દિવસનો શ્રમ ઉતારવા નિર્દોષ આનંદ કરતા હતા.

ઉંદરોની હાજરીથી સરલાને એટલો બધો સંતાપ નહોતો થતો, તેમજ દેડકાનું આગમન પણ દરરોજ નહોતું થતું, એટલે સરલા તે સહન કરી લેતી હતી પણ વાંદાની સામે તેને સખ્ત વાંધો હતો. રવી પણ સરલાના મતને મળતી થતી હતી. એવામાં કનૈયાલાલને આ વાતની ખબર પડી એટલે તાબડતોબ તેમણે પોતાની કાકીને પુછાવીને દવા તૈયાર કરાવી લીધી અને તે અમને આપી. સાથે

તે દવા કેવી રીતે તૈયાર કરવી એ રીત પણ એમણે એક કાગળ ઉપર લખીને અમને આપી. અમે દવા રસોડામાં મુકવા માંડી. વાંદાઓને તે ભાવી હોય એમ લાગ્યું અને બધી ખાઈ ગયા. જ્યારે પુરી થઈ રહી ત્યારે અમે વધારે નહીં મુકી એટલા મ ટે દીલગીર થયા હોય એમ જણાયું. પણ એકે વાંદો મૃત્યુ પામ્યો નહિ !

અમે આ વાત કનૈયાલાલને કહી પણ ઉત્તરમાં એમણે ગંભીર-પણે માત્ર એટલું કહ્યું "ખાવા દ્યો એમને; એમનું મોત ભમી રહેલું છે."

આ દવા વાંદાને એકદમ મૃત્યુ પમાડતી નહીં હોય પણ એના શરીરનો બાંધો જ ધીમે ધીમે તોડી નાખતી હશે એમ અમે માન્યું. દિવસે દિવસે વાંદો નિસ્તેજ થતો જશે, એનાં સગાંવહાલાંઓ અને ડૉક્ટરો ક્ષયરોગના ઉપચારો કરશે તેમ છતાં પણ એને સુધારો નહિં જણાય અને અંતે એક દિવસ જ્યાં આપણને સર્વને જવાનું છેજ ત્યાં આ ફાની દુનિયાનો ત્યાગ કરીને વાંદો પ્રયાણ કરી જશે એમ અમને જણાયું.

આ ઉપરથી અમે ગાંધીને ત્યાંથી પાછાં વસાણાં ખરીદ કરીને મોટા જથ્થામાં દવા બનાવી અને મુકવા માંડી. ધીમે ધીમે અમારા આખા લત્તામાંના વાંદાઓ અમારા ઘરની મુલાકાત લેવા લાગ્યા, વગર ઓળખાણના, વગર પિછાણના વાંદાઓ પોતાના બૈરાં છોકરાં-ઓને લઈ લઇને અમારા ઘરમાં રોજ રાતે આવવા લાગ્યા, રોજ વાંદાની સંખ્યામાં વધારો થવા લાગ્યો અને એક અઠવાડીઆમાં તો ન્યાતજાતનો ભેદ રાખ્યા વિના એકે એક જાતના વાંદા રાતે અમારા ઘરને જ વિશ્રાંતિસ્થાન સમજવા લાગ્યા. માત્ર જે બિચારા વાંદા અપંગ હશે અથવા તો જેઓ માંદગીને બિછાને પટકાઇ પડયા હશે એમના સિવાય માઇલોના માઈલો સુધીના વિસ્તારમાંનો એકે એકે વાંદો અમારા ઘરનો મહેમાન થઇ ગયો. તેમણે પોતાની જાતિની રાજકીય, ધાર્મિક તેમજ સાંસારિક સુધારાની પરિષદો પણ અમારા ઘરમાંજ ભરવાના ઠરાવો પસાર કરી દીધા.

"આથી એક ઝપાટે અમે આખા શહેરમાંથી વાંદાનો સંતાપ દુર કરી શકશું" એવા વિચારથી કનૈયાલાલ ખુશ થયા. વાંદાઓ દસ દિવસ થયાં આ ઝેરી દવા ખાતા હતા એટલે મૃત્યુ હવે દુર રહ્યું નહિ હોય એમ કનૈયાલાલ કહેવા લાગ્યા. હું પણ એથી ખુશ થયો કારણ કે આ પ્રમાણે હજારો અને લાખો વાંદાની પરોણાચાકરી કરવાનું કાર્ય ખરચાળુ હતું એટલે મને ચિંતા થવા માંડી હતી. હું અને કનૈયલાલ એક રાતે આ વાંદાઓને દવા ખાતા જોવા ગયા. કનૈયાલાલે ધારી ધારીને જોયું તે ઉપરથી એમણે કહ્યું કે "એમના પગમાં પહેલાનાં જેવું જોર જણાતું નથી." જો ખરૂં પુછાવો તો મને તો એમજ લાગ્યું કે એમના જેવા લડધા અને તંદુરસ્ત વાંદા મેં અગાઉ જોયા જ ન હતા !

જો કે એક વાંદો ખરેખર, આટલા લાખોમાંથી અમે મરેલો જોયો, પણ એમાં દવાનો હાથ હતો નહીં. એણે ચોરીથી એક સામટી મોટી જથ્થામાં પેલી દવા ઉપાડી હતી. પણ આ ચોરી પકડાઇ એટલે બીજા ચારેક વાંદા એના ઉપર તુટી પડયા અને એને મારી નાખ્યો. આ સિવાય બીજો એક વાંદો કનૈયાલાલની દવાથી મરી ગયો હોય એમ મારા જાણવામાં નથી. બીજા તો બધા હૃષ્ટ-પુષ્ટ થઇ ગયા હોય એમ જણાયા. ઉલટું, કેટલાક વાંદાઓ તો આ દવા લઇને પરદેશમાં જઇને હકીમ થઇ ગયા અને વાંદાઓની જાતમાં ઉત્પન્ન થતી નબળાઇ વગેરે રોગો ઉપર આજ દવા આપવા લાગ્યા. આખરે અમે એક સાધારણ માણસે બતાવેલી દવા બેએક પૈસાની લઇ આવ્યા જેથી વાંદાની સંખ્યામાં ઘણો ઘટાડો થઇ ગયો. જો કે આટલા બધા વાંદાઓ અમે એકઠા કર્યા હતા એટલે તેમને નિર્મૂલ કરવા એતો અસંભવિત જ હતું.

---

૧૫૯૪૨

## પ્રકરણ ૨: સલાહ.

હમણાં હમણાં હું કનૈયાલાલની કાકી વિશે સાંભળતો નથી. કદાચ અમારા કોઈ મિત્રોમાંથીજ કોઇને એમની સલાહથી બરાબર વીત્યું હશે અને તેથી તેણે દુઃખના માર્યા ઉન્મત્ત થઈને તેનું ખુન કર્યું હોય. જો એમજ હોય તો એ મિત્રનો હું ઉપકાર માનવાની આ જાહેર તક લઉં છું.

કેટલોક વખત અગાઉ, આ સલાહ આપવાની ખરાબ ટેવમાંથી કનૈયાલાલને મુકત કરવાની ઈચ્છાથી મેં એક કરુણરસ કથા એમને કહી સંભળાવી હતી. આ વાત મેં એક વખત ટ્રેનની મુસાફરીમાં એક પુરુષ પાસેથી સાંભળી હતી. તે વખતે હું હિંદુસ્થાનના જુદા જુદા ભાગમાં મુસાફરી કરતો હતો. માર્ગમાં દીલ્હીના સ્ટેશનથી આગળ જવાને માટે કૈ ટ્રેન અનુકૂલ પડશે એ વિશે મને પોતાને ખબર નહીં હોવાથી અમારા કંપાર્ટમેંટમાં બેઠેલા એક શાંત દેખાતા ગૃહસ્થને મેં પુછ્યું. "દીલ્હીથી ફલાણે સ્ટેશને જવાની કૈ કૈ ટ્રેનો છે ?" જવાબમાં મને એ ગૃહસ્થે ત્રણ ચાર ટ્રેનો ગણાવી. આ ઉપરથી મેં પાછું પુછ્યું, "તેમાથી કૈ ટ્રેનમાં જવાની તમે મને સલાહ આપો છો ?"

આ સાંભળતાંજ તેની શાંત મુખમુદ્રામાં ભયાનક ફેરફાર થઇ ગયો. તે લાલચોળ બની ગયો અને પોતાની બેઠક ઉપરથી ઉભો થઇ

જતાં ત્રાડ પાડીને બોલ્યો. " હરામખોર, આ યુક્તિથી તું મારી પાસેથી સલાહ લેવા માગતો હતો કેમ ? હમણાજ હું તને સલાહ આપું છું. " આટલું કહેતાંજ તેણે ગજવામાંથી એક રીવૉલ્વર કહાડી.

આથી મારા હૃદયને ઇજા થઇ અને જો હું વધારે વિવાદ કરીશ તો મારા શરીરને પણ ઈજા થવાનો સંભવ છે એમ મને લાગ્યાથી હું ત્યાંથી ખસીને દુરના ખુણામાં મારી અને પેલા ગૃહસ્થની વચમાં બેએક જાડાં માણસોને રાખીને બેઠો.

હું હજી તો આ વિચિત્ર વર્ત્તણુક સંબંધી વિચાર કરતો હતો એટલામાં પેલો ગૃહસ્થ મારી પાસે આવી પહોંચ્યો. હું ઉઠીને સાંકળ ખેંચવા જતો હતો એટલામાં તેણે મને હસીને અટકાવ્યો અને કહ્યું. " હું જરા તમારી સાથે અસભ્યતાથી વર્ત્યો હતો એમ મને જણાયું તેથી ખુલાસો કરવા આવ્યો છું. જ્યારે તમે મારી વાત સાંભળશો ત્યારે તમને લાગશે કે મારે ઉશ્કેરાઇ જવાનાં સબળ કારણો હતાં "

મને એના બોલવા ઉપર વિશ્વાસ બેઠો એટલે સાંકળ ખેંચવી મેં બંધ રાખી. પછી તેણે પોતાની વાત શરુ કરી.

" ત્રીસ વર્ષ પહેલાં, " તે બોલ્યો. " હું સારી તંદુરસ્તી ભોગવતો યુવાન માણસ હતો. બીજાઓનું ભલું કરવાની સ્તુત્ય અભિલાષા ધરાવતો હતો. હું બહુ મોટો વિદ્વાન છું એમ હું માનતો ન હતો પણ હું એટલું માનતો હતો કે મારામાં સામાન્ય વિવેચકબુદ્ધિ તો ઘણીજ છે અને જેમ જેમ હું મારી આસપાસના મનુષ્યોનાં કાર્યો જોતો ગયો તેમતેમ મને મારી વિવેકચકબુદ્ધિ માટે વધારે સારો મત બેસતો ગયો. આને લઇને 'તંદુરસ્ત, પૈસાદાર અને ડાહ્યા કેમ થવું' એ નામનું એક પુસ્તક મારેજ ખર્ચે મેં બહાર પાડયું. મારે એમાંથી નફો ખાવાની ઇચ્છા નહતી. મારે માત્ર બીજાઓને ઉપયોગી થવું હતું.

" પુસ્તકે મારી ધારેલી અસર કરી નહીં. બસોએક નકલો

ખપી અને પછી ખપતી બંધ થઈ ગઇ. પ્રથમ આથી મને ખોટું લાગ્યું પણ પાછળથી મેં વિચાર્યું કે જો બીજા માણસોને પોતાનાં દુઃખો દુર કરવાંજ નહીં હોય તો નુકશાન તેમનેજ છે, મને નથી. આ વિચારથી મને શાંતિ થઇ અને મેં તે વાત મારા મનમાંથી કહાડી નાખી.

"આખરે વર્ષેક દિવસે એક વખત હું ઘરમાં બેઠો તે વખતે એક માણુસ મને મળવા આવ્યો. તે સાધારણ માણુસ હતો પણ તેની રીત ભાત બહુ વિવેકી અને વિનીત હતી. મેં તેને ખુરશી આપીને બેસાડયો.

"'સાહેબ, આ વખતે હુ આપને કંટાળો આપું છું તે માફ કરશો,' તે બોલ્યો. 'પણ હું બસો માઇલ દુરથી આપને મળવા આવ્યો છું. 'તંદુરસ્ત, પૈસાદાર અને ડાહ્યા કેમ થવું' એ નામનું પુસ્તક આપે લખ્યું છે?' મેં હા કહી.

"'આહ, સાહેબ, એ પુસ્તક અદ્દભુત છે,' તેણે આગળ ચલાવ્યું. 'હું પોતે વિદ્વાન નથી પણ વિદ્વાનને પારખવાની શક્તિ તો મારામાં છે, એટલે હું તો હરેક વખત એમજ કહું છું કે બચ્ચા રતનલાલ, તારે કોઇ બાબતમાં સલાહ લેવી હોય તો બીજી માથા-ફોડ કરતોજ નહીં, આ પુસ્તકના વિદ્વાન લેખક પાસે જઇનેજ એમની સલાહ લે. (રતનલાલ મારૂં નામ છે, સાહેબ. ) એ ભલા માણુસ છે અને તારે માટે શું સારું છે એ કહી શકે એવા છે. આવા વિચારથી, હું આપની પાસે આવ્યો છું, સાહેબ."

"તે આટલું બોલીને જરા અટકયો. મેં તેને આગળ બોલ-વાનું કહ્યું એટલે તેણે ચલાવ્યું. એની વાત ઉપરથી એમ જણાયું કે તે લગ્ન કરવા માગતો હતો પણ કોની સાથે પરણવું એ પોતે નક્કી કરી શકતો નહતો. એણે બે કન્યા પસંદ કરી હતી. એક ભણેલી, પૈસાદાર અને ભપકાવાળી હતી અને બીજી થોડુંઘણું ભણેલી ગરીબ, મોટા બહોળા કુટુંબમાંની હતી. આથી હું

પુલાયો. કોણ નહીં પુલાય? આવી રીતે કોઇ મનુષ્ય પોતાના આખા જીવનના સુખ દુઃખનો જેના ઉપર આધાર છે તેવી વાતમાં જે મનુષ્યની સલાહ લે તે મનુષ્ય શા માટે નહીં પુલાય? મેં તેની પાસે બન્નેની છબીઓ અને થોડીથોડી હકીકત માગી લીધી અને થોડા દિવસમાં હું મારી સલાહ તેને પત્ર મારફતે મોકલાવી દઇશ એમ તેને જણાવ્યું. પૈસાદાર અને ભણેલીનું નામ કુસુમ હતું અને થોડું ભણેલી ગરીબ કન્યાનું નામ સુમન હતું. એટલે પેલા પુરૂષે જતાં જતાં મને કહ્યું કે પત્ર લખવાની પણ જરૂર નથી માત્ર 'કુસુમ' કે 'સુમન' લખશો તો પણ ચાલશે. આટલું કહીને તે ચાલ્યો ગયો.

"એ બીચારા રતનલાલે કોની સાથે પરણવું એ વિશે મેં બહુ વિચાર કર્યો કારણકે એ બીચારો સુખી થાય એ જોવા હું આતુર હતો. તેમજ આ પ્રમાણે રતનલાલે મારી સલાહ લેવામાં યોગ્ય જ કર્યું છે એમ પણ હું માનતો હતો કારણકે લગ્ન કરવામાં પરણનાર માણસ પોતેજ યોગ્યાયોગ્યની જોઈએ તેવી તુલના કરી શકતો નથી. પ્રેમ એને આડે માર્ગે ઘણીવાર દોરી લઇ જાય છે. પણ જે માણસ તટસ્થ છે અને જેને પોતાને એમાં કશો સ્વાર્થ નથી તે માણસ એ વિષયમાં યોગ્ય નિર્ણય કરી શકે એમ હું ધારું છું કારણકે એ માણસ કોઇના છટાદાર લાવણ્યથી મોહ પામતો નથી, કોઇના લાલિત્યભર્યા લટકાથી લુબ્ધ થતો નથી તેમજ કોઈના કાતિલ કટાક્ષોથી તેનું હૃદય ભેદાતું નથી.

"કુસુમ સૌંદર્યવતી હતી, તેની આંખમાં કૈં અનેરાં તેજ ઝળહળતાં હતાં; તેના મૃદુ ઓષ્ઠોની આસપાસ તરવરતું મીઠું હાસ્ય અવનવી પ્રેમચેષ્ટાઓની સાબીતી આપતું હતું. પાંચ મીનીટમાં મારે નિર્ણય કરવાનો હોત તો હું કુસુમનેજ રતનલાલના ભુજયુગલમાં અર્પી દેત. પણ મારે અહીં નિષ્પક્ષપાતપણે સલાહ આપવાની હતી. રતનલાલ જેવા સાધારણ વર્ગના માણસને કે સ્ત્રી યોગ્ય થઇ પડશે તે પણ તપાસવાનું હતું. ઉપર ઉપરના લટકાથી મારે ખરા સૌદ-

ગુણોને અન્યાય આપવાનો નહતો. સુમન સ્વરૂપવાન જણાતી નહતી પણ કામ કરી શકે તેવી અને ઘરરાખુ જણાતી હતી. ગરીબની છોકરી એટલે ગૃહવ્યવસ્થામાં પણ એક્કો હોયજ. વળી તેનો બાપ કરકસરીઓ હતો એટલે તે ગુણ પણ સુમનમાં સ્વાભાવિક રીતે ઉતર્યો હોયજ.

"એથી ઉલટું કુસુમના પિતાએ કોઇપણ જાતની ચાકરી કોઇ વખત કરીજ નહતી. વળી કુસુમ એકની એક છોકરી એટલે લાડકી અને લડાવી મુકેલીજ હોય. તેમ રતનલાલ જરા નબળો માણસ જણાતો હતો એટલે તેને સુમન જેવી બૈરી હોય તોજ એ સીધો રહી શકે, સુમનના મોં ઉપરથીજ, તેનામાં પુરુષને સીધા ચલાવવાની શકિત છે એમ જણાઈ આવતું હતું. આ પ્રમાણે બે દિવસ સુધી ભાંજગડ કર્યા પછી મેં રતનલાલને 'સુમન' એ પ્રમાણે લખીને જણાવી દીધું. થોડા દિવસમાં એનો કાગળ પણ આવી ગયો. તેમાં મારો ઉપકાર માન્યો હતો અને જો મેં કુસુમને પસંદ કરી હોત તો સારૂં થાત એમ પણ જણાવ્યું હતું. પણ પોતે તો મારી સલાહ માનીને સુમનનેજ પરણવાનો છે અને મને કાગળ મળશે તે પહેલાં તો પોતે પરણી ચુકયો હશે એમ પણ અંદર લખ્યું હતું.

"આ પત્રથી મારા મનમાં અનેક સંશય ઉભા થયા. આટલી ભાંજગડ પછી મેં સારી છોકરીનેજ પસંદ કરી છે કે કેમ એ વિશે હૃદયમાં શંકા ઉત્પન્ન થઈ. કદાચ સુમન ખરાબ નીકળી તો ? બીચારા રતનલાલની કેવી ભયાનક સ્થિતિ ! સત્ય તુલના કરવાને મારી પાસે શું સાહિત્ય હતું ? સુમન આળસુ, મિજાસી, નીચ કેમ નહિં હોય ! પોતાના ખરાબ સ્વભાવથી પોતાનાં માતાપિતાને તેમજ ભાઇભાંડુને પજવતી હોય તો તેની મને શી ખબર ? તેનો બાપ સારો, કરસરીઓ અને માયાળુ સ્વભાવનો છે એમ મેં શી રીતે જાણ્યું ! બહાર સારા ગુણનો દેખાવ કરનાર જગતમાં એવા ઘણાય દાંભિકો પડેલા છે, એમાંનીજ સુમન પણ કેમ ન હોય ?

" તેમજ કુસુમનું મીઠું ઉછાંછળાપણું મોટી થતાં સુમધુર જીવનમાં કેમ નહીં ફેરવાઇ જાય ? તેનો પિતા પણ કદાચ સુશિક્ષિત ગૃહસ્થ હોય અને તેવા ઉચ્ચ વાતાવરણમાંજ તેણે પોતાની છોકરીને કેમ નહીં ઉછેરી હોય ? બીચારા રતનલાલને મેં એને માટે શાને લઈને ના પાડી ?

" મેં કુસુમની છબી લઇને પાછી જોઇ. તેની મોટી આંખોમાં મને ઠપકો દેતી હોય તેવી લાગણી જોઇ. તેનાં શાંત જીવનમાં રતનલાલના લગ્ને કેવો વજ્રાઘાત કર્યો હશે તેનો મને વિચાર આવ્યો. તેના વૃદ્ધ પિતાને બાઝીને રોતી નિર્દોષ, સુંદર કુસુમની છબી મારી આંખ આગળ ખડી થઇ. મેં રતનલાલને સુમન જોડે પરણવાનું લખ્યું તેથી તીવ્ર પશ્ચાત્તાપ થવા લાગ્યો.

"કુસુમની છબી ખસેડીને મેં સુમનની જોવા માંડી. મને તેની આંખોમાં નીચ આનંદ જણાયો. હું મૂર્ખ બન્યો અને તેની જાળમાં સપડાયો તેથી મલકાતી હોય તેમ મને સુમનની છબી જોતાં લાગ્યું. મને સુમન ઉપર ધિક્કાર આવવા માંડયો. આ લાગણી સામે મેં ઘણી દલીલો કરી જોઇ પણ ફોગટ. એ ધિક્કારની લાગણી વધુ તીવ્ર થતી ગઇ. અરેરે ! આ નીચ, ક્ષુદ્ર, હલકટ સ્ત્રીને મેં રતનલાલના ગળામાં પોરવી ?

" કેટલા દિવસો સુધી હું હેરાન થઇ ગયો. દરેક પત્ર ફોડતાં મને એમ થતું કે કદાચ એ પત્ર રતનલાલનો હશે અને ઠપકાથી ભર્યો હશે. કોઇ બારણું ઠોકતું તો રતનલાલ જ પોતાનું દુઃખ રડવા મારી પાસે આવ્યો હશે એમ મને ભ્રાંતિ થતી. વર્તમાનપત્રોમાં "દુઃખદાયક બનાવ" એવું મથાળું જોઇને હું ચમકતો. કદાચ રતનલાલ અને એની બૈરી સુમન બન્નેએ સામસામાં એકેકનાં ખુન કર્યાં હશે અને મરતી વખતે મને ગાળ દેતાં મરી ગયાં હશે, એમ મારા મનમાં એ મથાળું જોઇને થતું.

" પણ રફતે રફતે મારી લાગણી ઓછી થતી ગઇ અને રતનલાલ

તરફથી કંઈ સાંભળવામાં નહીં આવ્યું એટલે મને મારી ન્યાયશક્તિ માટે પાછો વિશ્વાસ બેસવા માંડયો અને રતનલાલને મેં સુમન જ અપાવી તે ઠીક કર્યું એમ મને જણાવા લાગ્યું. આમ કરતાં કરતાં આશરે ત્રણ વર્ષ ચાલ્યાં ગયાં અને હું રતનલાલ, સુમન તથા કુસુમને ભુલી પણ ગયો.

"એક વખત હું ઑફીસથી ઘેર આવ્યો ત્યાં મેં રતનલાલને બેઠેલો જોયો. મેં જોયો કે તરત જ મને લાગ્યું કે હું ધારતો હતો તેના કરતાં પણ એની સ્થિતિ વધુ વિપરીત થઇ ગઇ છે. ત્રણ વર્ષ પહેલાં તે જે ખુરસી ઉપર બેઠો હતો તેજ ખુરસી ઉપર તે આજે બેઠો હતો. પણ ત્રણ વર્ષમાં તેની આકૃતિમાં અજબ ફેરફાર થઈ ગયો હતો. ચિંતાથી ગળાઇ ગયેલો અને વૃદ્ધ જેવો તે જણાતો હતો. તેની ઢપછપ ઉપરથી તેના હૃદયમાં ગાઢ અંધકાર અને નિરાશાજ છે એમ ખુલ્લું જણાઇ આવતું હતું.

"પ્રથમ અમે ઉભય શાંત જ રહ્યા. પણ મારાથી તે શાંતિ સહન થઇ શકી નહીં તેથી મેં પુછ્યું. 'રતનલાલ તમે સુખી જણાતા નથી,'

"'જી હા; હું સુખી નથી.' તેણે ભગ્ન હૃદયે જવાબ આપ્યો. 'તમારી પસંદ કરેલી સુમન સંતોષ આપે તેવી નીવડી નહિ.' તેના અવાજમાં ઠપકો નહોતો, માત્ર નિરાશા જ હતી.

"'પણ બીજી રીતે કંઈ ખોટી નહિ હોય-' મેં મારા નિર્ણયના બચાવમાં કહ્યું. 'માણસો બધાં સર્વ દોષોથી મુક્ત નથી હોતાં એટલે કદાચ એનામાં પણ અમુક દોષ હશે; પણ ઉત્સાહી હશે.?'

"'જી હા :' તે બોલ્યો. 'પણ જોઇએ તે કરતાં વધુ ઉત્સાહી છે.'

"'એટલે ?' મેં પૂછ્યું.

"'એનો મીજાસ જરા બહુ ગરમ છે,' રતનલાલે જવાબ દીધો. 'એની માનો મીજાસ પણ ઉતરે એવો નથી.'

"'એની માનો ?' મેં અજબ થઇને પુછ્યું. 'પણ એની માને

ને તમારે શું લાગે વળગે ?'

"'સુમનનો બાપ ગયો ત્યારથી એ અમારે ત્યાં રહેવા આવી છે.' તે બોલ્યો.

"'સુમનનો બાપ મરી ગયો ?' મેં પુછ્યું 'નાજી મરી નથી ગયો,' તે બોલ્યો. 'પણ એક મુસલમાનની છોકરીને પરણી મુસલમાન થઈને નાશી ગયો છે.'

"'પણ એના ધંધાનું શું થયું ? એની પુંજીનું શું થયું ?' મેં પુછ્યું.

"'એનું દેવું વાળવામાં બધું ગયું.' રતનલાલ બોલ્યો.

"'અરેરે ! પણ બીચારાં છોકરાંઓ રવડી ગયાં હશે !' હું બોલ્યો.

"'નારે સાહેબ, રવડી શેનાં જાય ! એ આખું ટોળું મારે ત્યાં જ પડયું છે.' તે બોલ્યો. મારા મુખ ઉપર દુઃખની લાગણીઓ જોઇને તે ફરીથી બોલ્યો. 'પણ સાહેબ, એમાં આપનો દોષ કશોજ નથી. હું મારા દુઃખનાં રોદણાં રડવા આપની પાસે આવ્યો નથી.'

"'ત્યારે કુસુમનું શું થયું ?' મેં કચવાતે હૃદયે પુછ્યું.

"એજ મારાં અનેક દુઃખમાં જરા સુખ આપે છે.' તે બોલ્યો, 'તે મારા એક મિત્રના જોડે પરણી છે. આહાહા ! શો તેનો સુખી સંસાર ! કેવી ઘરરાખુ સ્ત્રી ! જાણે સ્વર્ગનો ફીરીસ્તો ! દુઃખનો દાઝેલો હું કોઈક કોઇક વાર તેમને ત્યાં જઇને બેસું છું ત્યારે જાણે હું નવીજ દુનીઆમાં હોઉં એમ મને લાગે છે. આહાહા ! જો આપે કુસુમને તે વખત પસંદ કરી હોત !'

"થોડી વાર શાંત રહીને તે પાછો બોલ્યો. 'સાહેબ, એકલી કુસુમ જ મારા પર મમતા બતાવે છે એટલુંજ નહીં પણ કુસુમના બાપ હજી મારા પ્રત્યે એટલુંજ વહાલ બતાવે છે. એ જો મને અવારનવાર મદદ કરતા નહીં રહ્યા હોત તો હું કયારનોય દેવાદાર થઈ ગયો હોત. પણ આ બધી બાબતમાં હું જેને માટે અહીં આવ્યો છું તે તો ભુલીજ જાઉં છું. હું આપની પાસે એક અરજ કરૂં છું.'

"'જુઓ રતનલાલ,' મેં કહ્યું 'તમારા ઉપર જે દુઃખ પડયું

તેમાં મોટે અંશે મારો જ દોષ છે એ હું કબુલ કરું છું. તમે મારી સલાહ માગી અને તે મેં આપી. આપણા બેમાંથી વધુ મૂર્ખ કોણ હતું તે વિશે વિવેચન કરવામાં માલ નથી. મેં તમને સલાહ આપી એટલે તેના પરિણામને માટે હુંજ જોખમદાર છું માટે તમારી જે અરજ હોય તે ખુશીથી કહો. મારી શક્તિ પ્રમાણે હું મદદ કરવા તૈયાર છું.'

" બિચારો રતનલાલ આ સાંભળીને આભારની લાગણીથી ગળગળો થઈ ગયો. તે બોલ્યો. 'મેં સુમનને એજ કહ્યું હતું તમે કોઇ દિવસ નાં પાડશોજ નહીં એવી મારી ખાત્રી હતી. મેં સુમનને કહેલું કે હું તે ગૃહસ્થની સલાહ લઇશ અને પછી—'

' ગૃહસ્થનું શું ?' મેં ગભરાઇને પુછ્યું.

' ગૃહસ્થની સલાહ, ' મારા ધાંટાથી તે અજબ થતો બોલ્યો. 'એક નાની વાતમાં હું બરાબર નિર્ણય ઉપર આવી શકતો નથી તેથી આપની સલાહ લેવા આવ્યો છું.'

" પહેલાં મને એમ લાગ્યું કે એ કટાક્ષમાં બોલતો હશે પણ મારૂં ધારવું ખોટું હતું. તે ખરેખર મારી સલાહજ લેવા આવ્યો હતો ! એક વખતની મારી સલાહથી તે ધરાયો નહતો તેથી બીજી વખત આવ્યો હતો ! તેને કુસુમના બાપે પાંચ હજાર રૂપીઆ ઉછીના આપવાનું કબુલ્યું હતું. આ રૂપીયામાંથી એક હોટેલ કહાડવી કે વૉશીંગ કંપની કહાડવી એ વિશેની સલાહ લેવા તે આવ્યો હતો. એણે મારી ઘણી ખુશામત કરી. સ્રીને પસંદ કરવાનો સવાલ જુદો હતો અને આ સવાલ જુદો છે એમ તેણે મને સમજાવ્યું. એકજ ગામમાં એ હોટેલ હતી અને એ વૉશીંગ કંપની હતી; એ બેમાંથી કૈ લેવા એટલુંજ નક્કી કરવાનું હતું. આખરે કેટલીક રકઝક પછી રતનલાલે કહ્યું. ' સાહેબ, મેં ફરીથી આપની ચોપડી વાંચી છે અને મારી ખાત્રી છે કે જો કોઈ સાચી સલાહ આપી શકે તો તે આપજ છો. '

" મને પણ આ ઉપરથી એમ લાગ્યું કે જ્યારે આ બીચારો આટલું કહે છે ત્યારે મારે મદદ તો કરવીજ જોઇએ. અને આ પ્રશ્નમાં

મારા જેવો વ્યવહારકુશળ માણુસ સારી સલાહજ આપી શકે એમ મને લાગ્યું. આ ઉપરથી મેં તેને મારી સલાહ પાછળથી આપવાનું કહીને તેને રવાના કર્યો.

"તેના ગયા પછી મેં આ પાંચ હજાર રૂપીઆની ગોઠવણુ માટે બહુ ઉંડા વિચાર કર્યો. માત્ર રતનલાલે આપેલી હકીકત સાંભળીને બેસી નહીં રહેતાં હું, જે ગામમાં રતનલાલ રહેતો હતો ત્યાં ગયો અને ત્યાં પેલાં ઉપહારગૃહની અને પેલી વૉશીંગ કંપનીની બારીક તપાસ ચલાવી. મેલાં લુગડાં કરી કરીને મેં પેલી કંપનીમાં ધોવા પણુ આપ્યાં. લગભગ અરધાં ગામને મેં આ બે કંપની માટે પુછી જોયું. આટલી મહેનત પછી મને જણાયું કે બન્ને કંપનીઓ—વૉશીંગ કંપની તેમજ હૉટેલ બન્ને એક સરખી જ સારી છે. ત્યારે માત્ર વિચાર એ કરવાનો રહ્યો કે કૈ વસ્તુ રતનલાલને વધારે માફક આવશે.

"વિચાર કરતાં કરતાં મને જણાયું કે હૉટેલમાં રતનલાલ નહિ ફાવે એટલે મેં તેને લૉંડ્રી લેવાની સલાહ આપી. સોમવારે સવારે રતનલાલે લૉંડ્રી લીધી. મંગળવારે સવારે મેં એક સ્થાનિક વર્તમાન-પત્રમા વાંચ્યું કે તે ગામમાં હૉટેલ કહાડનારાઓ બહુજ કમાણી કરે છે. ગુરૂવારે મેં તેજ પત્રમાં વાંચ્યું કે તે ગામમાંની ચાર લૉંડ્રીએ દેવાળાં કહાડયાં છે અને ધોબીઓની હરીફાઇને લઇને કોઇ પણ લૉંડ્રી ફાયદો કરી શકે તેમ છેજ નહીં.

"આથી હું લગભગ દીવાના જેવો બની ગયો. મને મારા ધંધામાં ચેન પડવા માંડયું નહીં. દિવસે એના એજ વિચારો આવતા. રાતે રતનલાલનાં જ સ્વપ્નાં આવતાં. હું એક રાક્ષસરૂપે આ બીચારા ભલા આદમીની આખી જીંદગીનો નાશ કરવા પાછળજ ખાઇપીને મંડયો છું એમ મને લાગ્યું. પણ દિવસે દિવસે એ વાત પણ ભુલાઇ અને રતનલાલ તરફથી મેં વધારે સમાચાર સાંભળ્યા નહીં એટલે હું પાછો શાંત થયો.

"પણુ આશરે પાંચેક વર્ષ એમ વીતી ગયાં તે પછી તે પાછો આવ્યો. એક દિવસે રાતે હું મારા ઘરમાં દાખલ થતો હતો તેવામાં

કોઇએ પાછળથી મારો હાથ પકડયો. મેં પ્રથમ તો તેને ઓળખ્યો પણ નહીં એવો એ બદલાઈ ગયો હતો. મેં એને ઘરમાં બોલાવીને બેસાડી પુછ્યું 'ભાઇ, તમને જે દુઃખ પડયાં હોય તે કહી દ્યો.'

"તે પાછો પેલી જુનીજ ખુરશી ઉપર બેસવા જતો હતો પણ જો એ ખુરશીમાં હું એને પાછો જોઇશ તો કૈંક ખુનામરકી હું કરી બેસીશ એમ મને લાગ્યું તેથી મેં તે ખુરશી ખેંચી લીધી. રતનલાલ આથી જમીન ઉપરજ બેસી ગયો અને પોક પોક મુકીને રોયો. રોતાં રોતાં તેણે પોતાની વાત કહી.

"લૅાંડ્રીની સ્થિતિ બગડી જ ગઈ હતી; અને પેલાં હૉટેલની નજદીકમાં જ એક બે માલો ઉભી થવાથી તે હૉટેલ જેણે ખરીદ્યું તે ગાડીઘોડે ફરતો થઇ ગયો હતો. તે સિવાય રતનલાલનો સૌથી નાનો છોકરો વૅાશીંગ કંપનીની ભઠીમાં પડીને દાઝીને મરી ગયો હતો. તેની સાસુના પગ કોઇક સંચામાં આવ્યાથી કપાઇ ગયા હતા એટલે તે તો ખાટલામાં જ પડી હતી. આ બધાં દુઃખથી રતનલાલને દારુ પીવાની ટેવ પડી હતી. એણે બીચારાએ કહ્યું કે જો હૉટેલ જેવું હોત તો તેની આ સ્થિતિ થાત નહીં પણ આ તો આખો દિવસ ભીનાં લુગડાં ને વસાણાની ગંધથી તે અરધો દીવાનો જ થઈ ગયો હતો અને દારુ સિવાય પોતાનું દુઃખ ભુલી શકતો નહતો.

"મેં એને પુછી જોયું કે કુસુમના પિતાએ આ બાબત એને શું કહ્યું તો જણાયું કે તે તો મૃત્યુ પામ્યા હતા પણ પોતાના વીલમાં બીજા પાંચ હજાર રૂપીઆ રતનલાલને આપતા ગયા હતા. આટલે સુધી વાત આવતાં જ રતનલાલે કહ્યું, 'સાહેબ, હું આપની પાસે આટલા માટે જ આવ્યો છું. આ રૂપિઆ મારે શામાં રોકવા ?'

"આ સાંભળીને મને પ્રથમ તો એમજ થયું કે હું રતનલાલનું ખુન કરું અને હવે વિચાર કરતાં એમ લાગે છે કે મેં જો તે વખતે ખુન કર્યું હોત તો ખોટું નહીં થાત. પણ તે વખતે મેં તેને બે માર્ગ સૂચવ્યા. એક તો બારીમાંથી બહાર જવાનો અને બીજો બારણામાંથી

લાત ખાઇને જવાનો. પણ આના જવાબમાં પણ એણે તો માત્ર એટલું જ જણાવ્યું કે 'મારે મારા પૈસા બૅંકમાં રોકવા કે–મીલના શેરમાં રોકવા તે જો તમે મને કહો તો પછી હું ગમે તે રસ્તે જવા તૈયાર છું.' તેણે મને જુદીજુદી રીતે પ્રશ્નો પુછ્યા અને તે ઉપરથી એમ અનુમાન કરી લીધું કે બૅંકમાંજ પૈસા મુકવા. મેં જ્યારે એના જવાબમાં કહ્યું કે એની મરજીમાં આવે તેમ કરવાની તેને છુટ છે ત્યારે તેણે કહ્યું કે એનો અર્થજ એટલો કે બૅંકમાં મુકવા સહીસલામત નથી પણ મીલના શેરમાં રોકવા ઠીક છે, આટલું બોલીને તે જવા તૈયાર થયો. એટલામાં મેં તેને અટકાવ્યો.

"મને એ વિચાર આવ્યો કે હું જેમાં પૈસા મુકવાની સલાહ આપીશ તે પેઢી તુટવાનીજ. જો સૂર્ય ઉગ્યા વિના રહે તો જે પેઢીમાં મારા કહેવાથી અથવા તો હું કહું છું એમ ધારીને રતનલાલ પૈસા મુકે તે તુટયા વિના રહે, જો તે વખતે મેં તેને બૅંક ઑફ ઇંગ્લંડમાં પૈસા મુકવાનું કહ્યું હોત કે અહીંની ઇંપીરીઅલ બૅંકમાં મુકવાનું કહ્યું હોત તો તે પણ દેવાળું કાઢત. આથી મને યાદ આવ્યું કે મારી એક દૂરની સગી વિધવા બાઇના થોડા શેર પેલી મીલના છે, તો જો રતનલાલે એ મીલના શેર લીધા તો જરુર એ મીલ તુટવાની અને પરિણામે પેલી વિધવા રખડી મરવાની. રતનલાલ તો કોઇ પણ રીતે ખુવાર થવાનો જ હતો એટલે એ વિશે ચિંતા કરવા જેવું હતુંજ નહીં. આ બધી બાબતોનો વિચાર કરીને મેં તેને બૅંકમાં પૈસા મુકવાની સલાહ આપી. મારો ઉપકાર માનીને રતનલાલ વિદાય થયો અને પેલી બૅંકમાં તેણે પૈસા મુકયા.

"તે બૅંક આ બાર અઢાર માસ સુધી સહન કરી શકી, પછી તેનાથી એ નહીં ઝીલાયો. આખા દેશમાં ખળભળાટ થઇ ગયો, હજારો કુટુંબો પાયમાલ થઇ ગયાં અને બાહોશ વિદ્વાનો પણ આવી સદ્ધર બૅંક શાથી તુટી તેનું કારણ નહીં જાણી શકયા. હું કારણ જાણતો હતો પણ કોને કહું ?

"પેલી મીલ બાબત તો કહેવાની જરુરજ નથી. તેના શેરના ભાવ પચાસથી સાઠ ગણા વધી ગયા. અને પેલી વિધવા બાઇ મૃત્યુ પામી ત્યારે સારી જેવી પુંજી પાછળ મુકતી ગઇ. પણ પોતાનો બધો પૈસો ધર્માદામાં જ આપવાનું પોતાના વીલમાં લખી ગએલી હોવાથી મને કશોજ ફાયદો થયો નહીં. તેની આબાદાનીમાં મેં જે ભાગ ભજવ્યો હતો તેની જો એને કશીપણ ખબર હોત તો તો મારે માટે એ થોડુંપણ કરત એમ હું ધારું છું.

"બેંક તુટયા પછી પાંચ છ દિવસે રતનલાલ પોતાના આખા કુટુંબને લઇને મારી પાસે આવ્યો. તે વખતે તેના કુટુંબની સંખ્યા સોળ માણસોની હતી. બીજું તો હું શું કરી શકું ? પણ એ લોકો છેક ભુખે નહિ મરે એવી અમુક ગોઠવણ મેં કરી.

"આજે આ વાતને સત્તર વર્ષ થઈ ગયાં છે છતાં પણ મારે પેલા કુટુંબના ભરણપોષણની સંભાળ રાખવી પડે છે; અને એ કુટુંબ પોતાની સ્થિતિથી સંતોષ માને છે એથી મારા હૃદયમાં કૈંક શાંતિ છે. કુટુંબમાં ધીમે ધીમે વધારો થતો જાય છે, હાલમાં સંખ્યા બાવીસ ઉપર ગઈ છે અને અલ્પ સમયમાં પા સદી પુરી થશે એવી અમને આશા છે.

"આ મારી વાર્તા છે–મારી પોતાની અનુભવ કથા છે," પેલા ગૃહસ્થે મને કહ્યું. "તમે જ્યારે મારી સલાહ પુછી ત્યારે મારો મીજાસ એકદમ ખસી ગયો એનું કારણ હું ધારૂં છું કે તમે હવે સમજી શકશો. હું હવે કોઇ પણ વિષયમાં. કોઈ પણ જાતની સલાહ, કોઇપણ માણસને આપતો નથી."

મેં આ વાત કનૈયાલાલને કહી. કનૈયાલાલને પણ તે ગમી અને તેમણે કહ્યું કે વાતમાં ઘણો બોધ લેવા જેવુ છે અને પોતાના એવા કેટલાક મિત્રો છે કે જેમને આવી વાતોથી ધડો મળશે. તેવા મિત્રોને પોતે આ વાર્તા જરૂર કહેશે એમ તેમણે ભાર મુકીને જણાવ્યું !

## પ્રકરણ ૩ : કુતરા.

અમારી નવલકથા લખવા નિમિત્તે મળેલી પહેલી સભામાં અમે કે ઝાઝું કરી શક્યા નહીં એમ મારે પ્રમાણિકપણે જણાવી દેવું ઘટે છે. એમાં વાંક ભાનુશંકરનો હતો. ભાનુશંકરે એક કુતરાની સરજનજુની કથા કહી: એક કુતરો રોજ એક પૈસો લઇને એક ભઠીઆરાની દુકાને પાંઉ લેવા જતો હતો. એક વખત કુતરો ક્યાં જાણવાનો છે એમ ધારીને ભઠીઆરાએ અડધા પસા જેટલું પાંઉ આપ્યું એટલે કુતરો સમજીને ચીઢાઈ જઇને ત્યાંથી ચાલ્યો ગયો અને ફરીથી તે દુકાને ગયોજ નહીં, તેમજ જઇને સીપાઇને તેડી આવીને તેણે તે ભઠીઆરાને પકડાવી દીધો! ભાનુશંકરે આ વાત તેજ બપોરે પહેલીવાર સાંભળી હતી અને તેથી એ કહેવાને તે તલપાપડ થઈ રહ્યા હતા. ભાનુશંકર છેલ્લાં સો વર્ષ થયાં ક્યાં ભરાઈ રહ્યા હશે એવો પ્રશ્ન મને ઘણીવાર થાય છે. અનેક વેળા આપણે રસ્તે ચાલ્યા જતા હોઇએ ત્યાં ભાનુશંકર આપણને રસ્છે ઉભા રાખે છે અને તાળીઓ ઠોકતા, મોટેથી હસતા "ઉભા રહો, ઉભા રહો, હું એક બહુજ હસવા જેવી વાત કહું" કહીને, જે વાતો અસલના વખતમાં પાંડવો અને કૌરવો એકેકમાં કરતા હશે તે વાતો આપણને કહી સંભળાવે છે! કોઇક વખત કોઇ માણસ એમને આદમ અને ઇવની ઉત્પત્તિ વિશે કહેશે તો તે પણ તેમને નવીજ વાત લાગશે અને જરૂર તે સંબંધી એકાદ વાર્તા લખવાનો યત્ન કરશે એમ મને લાગે છે.

આ બધી જુની, ચવાઇ ગયલી વાતો ભાનુશંકર પોતાના સંબંધમાં બની હોય અથવા તો પોતાના કોઇ નજદીકના સગાંના સંબંધમાં બની હોય એ પ્રમાણે બતાવે છે. સોમાંથી સોયે મનુષ્યોએ જોયલા એવા કેટલા હસવા જેવા પ્રસંગો આપણે સાંભળીએ છીએ! એક વાત એવી છે કે ચાલમાં રહેતો એક પુરુષ માંદો પડયો અને એક વેળા રાતે તેના પેટમાં સખત દુખાવો શરૂ થયો. તેની પત્ની રાઇ લેવા કોઈ પડોશણને ત્યાં ગઇ .અને તેને ત્યાંજ પ્લાસ્ટર બનાવીને ભુલમાં બીજી ઓરડીમાં જઇને કોઇ બીજા સુતેલા પુરૂષને ચોઢી દીધું ! આ વાત એકવાર પ્રચારમાં આવી એટલે થઈ રહ્યું. દરેકે દરેક માણુસ આ વાત પોતાની ચાલમાંજ બની હતી એમ કહેશે. આ વાત મેં પોતેજ એટલી બધી વાર સાંભળી હતી કે કોઇ ચાલમાં રાતના સુતાં પણ મને ડર લાગે છે.

ઉપલી વાતમાં જણુાવેલ કુતરો, ભાનુશંકર એમ કહેતા હતા કે, એમના એક મિત્ર પાસે હતો; પણ જ્યારે સ્નેહવદને એના ઉત્તરમાં કહ્યું કે આવાજ કુતરા અઠ્ઠાવીસ માણસોના મિત્ર પાસે હતા એમ એમણે સાંભળ્યું છે ત્યારે ભાનુશંકરને ખોટું લાગ્યું. તેમજ મેં, કનૈયાલાલે અને સ્નેહવદને ગણત્રી કહાડી તે ઉપરથી જ્યારે જણાયું કે આજ વાત "ટુંકી કહાણીઓ"માં વાંચ્યા ઉપરાંત અમે એકસોને સત્તર વખત જુદા જુદા માણસો પાસેથી સાંભળી છે ત્યારે તો એમનો મિજાસજ ગયો !

પછી અમે કામ કરવા તરફ લક્ષ દોરવાનો યત્ન કર્યો પણ વૃથા. ભાનુશંકરે વાતાવરણુજ બગાડી નાખ્યું હતું. આ જાતની વાતોમાં એક એવો ગુણ છે કે જો એક માણુસ આવી વાત કહે તો હાજર રહેલા બધાને એમ થાય કે એના કરતાં ચઢીઆતી હું કહું.

મેં એક આના સંબંધમાં વાત સાંભળી છે. ખરી છે કે ખોટી તે હું કહી શકતો નથી–પણ વાત એમ છે કે એક માણુસ મરવા પડયો હતો તે વખતે તેના મનને આનંદ આપવા તેના વૃદ્ધ ડૉકટરે

એક ચાલાક કુતરાની વાત કહી. પેલો માણસ લગભગ બેભાન અવસ્થામાં પડયો હતો તે આ વાત સાંભળીને એકદમ બેઠો થઇ ગયો, "ડૉક્ટર, એના કરતાં એક વધારે હોંશીઆર કુતરો મારા એક મિત્ર પાસે—"

બીચારાથી વધુ બોલાયું નહીં. તે થાકીને હાંફતો હાંફતો પાછો બીછાનામાં પડયો. ડૉક્ટરે તેને શાંતિ આપતાં કહ્યું કે "કશી ફીકર નહીં, આપણે પછી મળશું." પેલો મરતા માણસે આથી ઉપકારની લાગણીથી ગળગળા થતાં ડૉક્ટરને કહ્યું." ડૉક્ટર, થેંકયુ વેરી મચ. જ્યારે મળો ત્યારે જરૂર આ વાત યાદ દેવડાવજો."

આટલું કહીને મુખ ઉપર અપૂર્વ શાંતિ અને આનંદની લાગણી સાથે તે મૃત્યુ પામ્યો.

ભાનુશંકરે પોતે આ કુતરાની વાત કહીને પછી વિષય બદલવાનું કર્યું. નાયિકા કેવી રાખવી જોઇએ તે વિશે એમણે ચર્ચા શરૂ કરી પણ અમે તેમાં ચિત્ત પરોવી શકયા નહીં. અમે ત્રણે જણ અમને જે જે કુતરાની વાતો યાદ હતી તે તે સંભારવા લાગ્યા અને તેમાંની કૈ વાતને સાંભળનારાઓ સૌથી ઓછી મીઠાંમરચાંવાળી ગણશે તેનો વિચાર કરવા લાગ્યા.

અમારા ત્રણમાંથી કનૈયાલાલ સૌથી વધારે ઉશ્કેરાતા જતા હતા એમ જણાયું. ભાનુશંકરે નાયિકા કેવી હોવી જોઇએ તે વિશે પોતાનો અભિપ્રાય લંબાણથી જણાવ્યો પણ અમે કોઇએ તે સાંભળ્યો નહીં એથી છેવટે તેમણે કહ્યું: "આથી તમારે વધુ શું જોઇએ ? વસ્તુ પણ નવું છે અને અંદરનાં પાત્રો પણ 'ઓરીજીનલ' છે તો પછી એજ આપણે આપણી નવલકથામાં દાખલ કરીએ તો શો વાંધો છે ?"

આખરે કનૈયાલાલથી નહીં રહેવાયું, તે બોલી ઉઠયા. "વસ્તુની વાત નીકળતાં મને એક કુતરાની વાત યાદ આવે છે. મેં તે તમને કહી નથી, ખરું ને ?"

"પેલા બુલ ડૅાગનીજ ને ?" હું અને સ્નેહવદન બન્ને બોલી ઉઠયા.

"મારી આ વાતમાંય બુલડૅાગ આવે છે પણ આ વાત મેં તમને કહી હોય એમ મને લાગતું નથી;" ખુરસી ટેબલ પાસે ખેંચીને કનૈયાલાલ ખુંખારો મારીને અને પોતાના લાંબા વાળ ઠીક કરવાનો યત્ન કરતા બોલ્યા. કનૈયાલાલ જ્યારે એક વાત કે ટુચકો કહેવા માગે તે વખતે ભૂતકાલમાં ઘણીવાર અમે એ સાંભળેલ છે એમ કહેવું એ તદ્દનજ નિરર્થક છે અને કનૈયાલાલ ગમે તેમ છતાં પણ તે કહેવાનાજ એમ અમે અમારા અનુભવથી જાણતા હતા તેથી વધારે બોલવાનું અમે છોડી દીધું. કનૈયાલાલે પોતાની વાત શરૂ કરી.

"તે વખતે અમારી પડોશમાં ઘણી ચોરી થતી હતી." તે બોલ્યા. "એટલે કાકાએ (એમના બાપ) એક કુતરો રાખવાનો વિચાર કર્યો અને એક ઘણાજ વિકરાલ અને ભયાનક દેખાવનો બુલડૅાગ પસંદ કરીને તે ખરીદી લઈ આવ્યા.

મારી મા તો આ કુતરાને જોઇનેજ ગભરાઇ ગયાં અને તેમણે કહ્યું. 'નારે આ કુતરો આપણા ઘરમાં જોઇએજ નહીં. એ તો જરૂર કોઇનું ખુન કરશે. એના મોં ઉપરથી જણાય છે ને'!

"'પણ કોઈનું ખુન કરાવવાજ હું એને લઇ આવ્યો છું ને,' કાકાએ ઉત્તર વાળ્યો. 'જે ચોર આપણા ઘરમાં પગ મુકે તેનું ખુન કરવાજ હું આ બુલડૅાગને લઇ આવ્યો છું.'

"'તમે એમ નહીં બોલો.' મારી માએ ગભરાઇને કહ્યું. 'આપણને આપણા જાનમાલનું રક્ષણ કરવાનો હક્ક છે પણ કોઈ બીચારાનો જાન લેવાનો હક્ક નથી.'

"'જ્યાં સુધી તે બીચારાઓ આપણા ઘરમાં પગ નહીં મુકે ત્યાં સુધી એમનો જાન જવાનો નથી.' કાકાએ જરા ચીઢાઇને કહ્યું. 'હું આ કુતરાને રસોડાં પાસે બાંધવાનો છું. પછી જે કોઇ ચોરી કરવા આવશે તેનાં નસીબ.'

"કાકા અને મા વચ્ચેની કુતરાની તકરાર આ પ્રમાણે મહીનો એક ચાલી કાકા એમ ધારતા હતા કે મા જોઇએ તે કરતાં વધારે દયાળુ છે અને મા એમ ધારતાં હતાં કે કાકા જોઇએ તે કરતાં વધારે નિર્દય છે. તે દરમ્યાન કુતરો વધારે ને વધારે ભયાનક દેખાતો ગયો.

" 'આખરે એક રાતે ખખડાટ થયો એટલે માએ કાકાને ઉઠાડયા. 'રસોડાંનુ બારણું ઉઘડતાં મેં બરાબર સાંભળ્યું છે. ઉઠો ઉઠો, નક્કી ચોર આવ્યા લાગે છે.'

" 'આવવા દે.' કાકાએ જવાબ આપ્યો. 'કુતરો તેને ખાવા તૈયારજ છે.'

" 'ના, એમ નહીં ચાલે,' માએ કહ્યું. 'હું અહીં સુતી હોઉં અને પેલો જંગલી કુતરો એક માણસનો જાન લે તે મારાથી નહીં ખમાય. તમે જતા હો તો જાઓ; નહીંતો પછી હું જાઉં છું.'

"આ સાંભળીને આખરે કાકા ઉઠયા અને નીચે જોવા ગયા. ખરેખર, ચોર આવ્યોજ હતો. કાકાએ ધીમે પગલે રસોડા આગળ જઈને જોયું તો ચોર ખાસ્સો પાટલા ઉપર બેસીને ઢાંકેલું ખાતો હતો અને તેની પાસે પેલો ભયાનક દેખાવવાળો પણ મૂર્ખ કુતરો મીઠું સ્મિત દર્શાવતો બેઠો હતો !

"આ જોઇને કાકા તો એટલા બધા અજબ અને ગુસ્સે થઈ ગયા કે શાંત રહી શકયા નહીં, અને બોલી ઉઠયા. 'અરે બદમાશ–'

"ચોર આથી બારીમાંથી કુદીને નાસી ગયો અને કુતરો આ પ્રમાણે એના મિત્રને સહસા જવું પડયું તેથી ખિન્ન થઇને કાકા સામે જોઇ રહ્યો !

" બીજે દિવસે અમે એ કુતરાને જેની કનેથી તે લાવ્યા હતા તેની કને લઇ ગયા.

" 'કેમ અલ્યા જમાલ, તું શું ધારતો હતો ? મેં શેને માટે આ કુતરાને લીધો હતો ?' કાકાએ શાંત રહેવાના યત્ન કરતાં કહ્યું.

" 'સાહેબ, આપે કહ્યું હતું ને કે આપને આપના ઘરમાં રાખી શકાય તેવો કુતરો જોઇએ છીએ.' જમાલ બોલ્યો.

" 'એ વાત ખરી પણ ચોરનો મિત્ર થઇને રહે અને તેને રસોડામાં જમવા બોલાવે એવો કુતરો મારે જોઇતો નહતો.' કાકાએ કહ્યું, અને પછી આગલી રાતે બનેલો બનાવ બધો કહી સંભળાવ્યો.

"જમાલે પણ કબુલ કર્યું કે 'કુતરાનો દોષ છે ખરો અને પછી કહ્યું. 'પણ સાહેબ, એમાં કુતરાનો બહુ વાંક નથી. મારા છોકરાએ એને ઉંદર પકડતાં શીખવ્યા હશે. ચોર પકડતાં નહીં. મારે ત્યાં એક અઠવાડીઉં રાખી જાઓ. પછી જોઇ લ્યો.'

" અમે તે પ્રમાણે એક અઠવાડીઉં તે કુતરાને જમાલને ત્યાં રાખ્યો. સાત દિવસ પછી જમાલ તે કુતરાને લઇને અમારે ત્યાં આવ્યો.

" 'હવે જોઈલ્યો સાહેબ,' જમાલે કહ્યું. 'કુતરો બહુ હોંશીઆર તો નથી પણ હવે અગાઉના જેવું તો નહીં કરે એની ખાત્રી આપું છું.'

" કાકાએ કુતરાની બરાબર પરીક્ષા કરવા એક માણસને આઠ આના આપવાના કરીને રસોડાની બારી તોડાવીને અંદર દાખલ કર્યો: માણસ અંદર દાખલ થયો ત્યાં સુધી કુતરો શાંત રહ્યો પણ પછી તરતજ તેણે છલંગ મારી. સુભાગ્યે અમે કુતરાને સાંકળ બાંધી હતી, નહીંતો આઠ આના લેનારને બહુ ભારે પડત.

" કાકાને આથી શાંતિ થઈ અને તેજ પ્રમાણમાં માની બીજાના જાનને માટેની બીક વધી. કેટલાક મહીના વીતી ગયા પછી એક ચોરે પાછું અમારૂં ઘર પાવન કર્યું. આ વખતે કુતરો પોતાનું ખાધેલું બરાબર હલાલ કરતો હતો એમ જણાયું. રસોડામાં આકાશ અને પાતાળ એક થઈ જાય એટલી ધમાચકડી ચાલી રહી હતી. કાકાએ એક મોટી ડાંગ લીધી અને મેં એક જાડી લાકડી લીધી અને અમે

બંને રસોડા તરફ દોડયા. ત્યાં કુતરાએ એક માણુસને બરાબર પકડયો હતો. તે માણુસ છુટવાનું કરતો હતો અને પરિણામે આખા રસોડામાં એદાનમેદાન થઇ ગયું હતું. કાકાએ પેલા માણુસની છાતી ઉપર પગ મુકીને ડાંગ ધરી રાખી. મેં પેલા કુતરાને મહામહેનતે છુટો કરીને એક સાંકળે બાંધ્યો અને પછી દીવો સળગાવ્યો. દીવાના પ્રકાશમાં જોયું તો એક સીપાઇનીજ છાતી ઉપર પગ મુકીને કાકા ઉભા હતા!

" 'અરે ભલા માણુસ,' કાકા એકદમ ખસી જઇને બોલ્યા. 'તું કયાંથી આવી રીતે?'

" 'કયાંથી આવી રીતે?' પેલો સીપાઇ ગુસ્સાથી લાલચોળ થઇને બોલ્યો. 'અહીંઆં લગનમાં મહાલવા નહોતો આવ્યો! મારી ફરજની રૂએ આવ્યો હતો. મેં એક ચોરને બારીમાંથી અંદર દાખલ થતાં જોયો એટલે હું પણ અંદર એજ રસ્તે આવ્યો.'

" 'તેં ચોરને પકડયો?' કાકાએ પુછ્યું.

" 'કયાંથી જહાન્નમમાંથી પકડું?' સીપાઇ બોલ્યો. 'હું જેવો દાખલ થયો કે તરતજ આ તમારા બેવકુફ ગધેડાએ મને પકડી રાખ્યો. પેલો ચોર મારી સામે હસતો હસતો બીજે બારણેથી ચાલ્યો ગયો!'

" બીજે દિવસે અમે કુતરાને વેચવા કહાડયો. માને હવે તે ગમતો હતો કારણુ કે છોકરાંઓ એને ગમે તેટલો હેરાન કરતાં હતાં તેમ છતાં એ બોલતો નહીં. વળી માના મત પ્રમાણે કુતરાનો ઘણો દોષ હતો નહીં. બે માણુસ એકજ બારીમાંથી દાખલ થાય ત્યારે બેને સાથે તો એનાથી પકડાયજ નહીં એટલે એણે એકને પકડયો. ભુલમાં ચોરને બદલે સીપાઇ પકડાયો એટલીજ એની ભુલ; પણ એવી ભુલ તો કોઇપણ કુતરો કરે.

" પણુ કાકાને એ કુતરા ઉપર ઘણી ચીડ ચડી ગઈ હતી એટલે અમે એને કોઈ બીજાને પધરાવી દીધો."

કનૈયાલાલે પોતાની વાત પુરી કરી એટલે સ્નેહવદનને શૂર છુટયું. એમણે એક વાત એક રસ્તામાં ભટકતા કુતરાની કહી. આ કુતરો વીકટોરીઆ નીચે આવી ગયો હતો અને તેમાં તેનો પગ છુંદાઈ ગયો હતો. ડૉકટરનું શીખતા કોઇ વિદ્યાર્થીને દયા આવવાથી તે કુતરાને હૉસ્પીટલમાં તે લઈ ગયો અને ત્યાં તે સાજો થયો ત્યાં સુધી તેને રાખવામાં આવ્યો. જ્યારે સાજો થઇને તે કુતરો ગયો ત્યારે આખી હૉસ્પીટલ દીલગીર થઇ ગઈ હતી.

બેએક અઠવાડીઆં પછી પેલોજ વિદ્યાર્થી તે હૉસ્પીટલના બારણામાં ઉભો હતો તે વખતે પેલો કુતરો મ્હોંમાં એક આનો લઇને આવતો હતો. વચમાં દરવાજા આગળજ એક પાંઉવાળો હતો તેની પાસે પેલો કુતરો થોડીવાર ઉભો. પણ પછી તેના સદગુણોએ દુર્ગુણો ઉપર વિજય મેળવ્યો અને ત્યાંથી આવીને હૉસ્પીટલની ધર્માદા પેટી હતી તેમાં આનો નાખીને તે કુતરો પાછો ચાલ્યો ગયો.

કનૈયાલાલને આ વાત બહુ ગમી. તે બોલ્યા. "એ બીચારો આબરૂ વિનાનો પૈસા વિનાનો રખડતો કુતરો! એના આખા જીવનમાં એને આનો નહીં મળ્યો હોય! તેમ છતાં પણ તે આનો ઉપયોગમાં નહીં લીધો અને ધર્માદા આપ્યો! આ આનાના ધર્મ આગળ આપણા શેઠીઆઓની હજારોની, લાખોની, કરોડોની સખાવત રદ છે, તુચ્છ છે!"



## પ્રકરણ ૪ : સ્વમ.

હવે પેલા ત્રણ જણ નવલકથાની શરુઆત કરવા તત્પર થઇ રહ્યા પણ તે મને અયોગ્ય લાગ્યું—ગેરવ્યાજબી જણાયું. મારી પાસે પણ કુતરા વિશે એકાદ બે વાત કહેવા જેવી હતી.

એક રખડતા મોટા ડાઘાને હું ઓળખતો હતો. હું જ્યારે એક હીંદુ હોટેલમાં રહેતો હતો ત્યારે એ પણ ત્યાંજ હતો. તેણે કોઇને શેઠ કહ્યા નહતા અને કોઇને કહેવાંનો તેનો વિચાર પણ નહતો. કોઇ પણ માણુસ જમવા બેસે ત્યારે રસોડાના બારણા આગળ તે ઉભો રહેતો અને તે રીતે તે પોતાનું ભરણુપોષણુ કરી લેતો હતો. બપોરના વખતમાં તે કયાં જતો હતો એની અમને કોઇને ખબર નહોતી. એક માણુસ એમ કહેતો હતો કે એ કુતરાને તેણે શેરબજારમાં ચારેક વખત જોયો હતો. આ વાત પહેલાં તો હસી કહાડવામાં આવી પણુ ધીમે ધીમે તે કુતરાનો પૈસાનો શોખ જેમ બહાર જણાતો ગયો તેમ તેમ તે વાતમાં સત્ય હશે એમ જણાવા માંડયું.

આ પૈસાનો શોખ દિવસે દિવસે વધતોજ ગયો. તે કુતરો મોટો ડાઘો હતો અને પોતાને માટે સ્વમાન ધરાવતો હતો છતાં પણુ એક પૈસાને ખાતર મેં એને ઘણીવાર પોતાની પુંછડી પકડવા ગોળ ગોળ ફરતો જોયો હતો.

સાંજે દરેકની ઓરડી આગળ જઇને તે જુદી જુદી કસરત કરતો અને કસરત કર્યા પછી સલામ કરતો. આથી ખુશ થઇને અમે

બધા એને કૈં ને કૈં આપતા. તે વર્ષમાં એણે સારા જેવા પૈસા ભેગા કર્યા હશે એમ મને લાગે છે.

એક વખત તે કુતરો રસ્તામાં એક મદારી પોતાના કુતરા પાસે ખેલ કરાવતો હતો તે જોવા ઉભો રહ્યો. મદારીનો કુતરો આગલા બે પગ ઉપર ઉભો રહીને ચાલતો અને પછી મોંમાં લાકડાની રકાબી લઇને ભીખ માગતો, લોકો આથી રાજી થઇને તે રકાબીમાં પૈસા મુકતા.

અમારા કુતરાએ તેજ દિવસે સાંજથી આ ખેલ કરવાનો શરુ કર્યો. એના જેવડી ઉમરે આ પ્રમાણે કરવું એ બહુ મુશ્કીલજ હતું પણ પૈસાને માટે એ ગમે તે કરવા તૈયાર હતો. જો એને કોઇએ એક રુપીઓ આપ્યો હોત તો એ પોતાનો જાન સેતાનને પણ વેચી આવ્યો હોત!

તેનામાં જુદા જુદા પૈસા ઓળખવાની શક્તિ પણ હતી. આપણે એક હાથમાં પૈસા રાખીએ અને બીજા હાથમાં એક આનો રાખીએ તો તે ઝડપમાં આનોજ લેતો અને પછી પેલો પૈસો પણ પોતાને નહીં મળ્યો તેથી દુ:ખી થતો. ઓરડામાં ખાવાનું છુટું અમારાથી રખાતું પણ વાટવો છુટો એના ભયથી રખાતો નહોતો. કોઇક કોઇક વાર એ પોતાના પૈસામાંથી ગળ્યાં બીસ્કીટના પૈસા આપવાના અખાડા કરી જતો. બીસ્કીટવાળાની દુકાને મોંમાં એક આની બહાર દેખાય તેમ રાખીને તે જતો અને મુખ ઉપર શાંત અને નિર્દોષ લાગણી બતાવતો. આ કુતરો ભલો અને પ્રમાણિક છે જાણીને બીચારા દુકાનદાર એને બીસ્કીટ આપતા. આ બીસ્કીટ લેવાને તેને આનો જમીન ઉપર મુકવો પડતો. પણ મોંમાં બીસ્કીટ લઈ લે કે તરતજ તે પોતાનો પગ પેલા સીક્કા ઉપર મુકી દેતો અને ભયંકર અવાજે ઘુરકતો. પોતે બીસ્કીટ ખાઇ જાય તેટલા વખતમાં જો દુકાનદાર ગભરાઇને પૈસા નહીં લઈ લે તો ખાધા પછી પેલો સીક્કો

પાછો મોંમાં લઇને તે દોડી જતો. આ પ્રમાણે પેટ ભરીને બીસ્કીટ ખાધા છતાં પોતાનો આનો પાછો લાવતાં મેં એને ઘણીવાર જોયો હતો.

દરેક દુર્ગુણનું મૂલ પૈસા પ્રત્યે પ્રેમ છે. આ કુતરાને પણ આ પ્રેમને લઈને અનેક દુર્ગુણો સ્વીકારવા પડયા હતા અને આખરે તેની જીંદગી પણ એને લીધેજ ગઈ. અમારી પાસેની ઓરડીમાં રહેતા એક મિત્રની ઓરડીમાં એક વખત કુતરો ખેલ કરતો હતો. ખેલ કરી રહ્યા પછી પેલા મિત્રે એક પૈસો ફેંકયો. કુતરાએ તે પૈસો મોંમાં પકડી લીધો. તરતજ પેલા મિત્રને યાદ આવ્યું ને એણે પોતાના વાટવામાં જોયું. પોતે ભુલમાં પૈસાને બદલે એક ગીનીજ ફેંકી હતી તેમ એને જણાયું. તરત અમે બધાએ એ કુતરાને પકડવાનું કર્યું પણ એ એક સોફા નીચેજ ભરાઈ ગયો. અમે તેને ગળચીમાંથી પકડીને ધીમે ધીમે બહાર ખેંચ્યો અને તેને એક આનો આપવા માંડયો. પણ તે કબુલ થયો નહીં. અમે વધારતાં વધારતાં એને એક રુપીઆ સુધી આપવાનું કહ્યું પણ તે ચળ્યો નહીં. જેની ગીની હતી તે સિવાય અમને બધાને તો બહુજ હસવું આવતું હતું પણ પેલાને એમાં કૈં આનંદ જણાયો નહીં. એણે તો ચીડવાઇને પેલા કુતરાનું મોં ફાડીને ગીની કાઢી લેવાનું કર્યું. પણ પેલો કુતરો ફાવ્યો નહતો. જ્યારે એણે જાણ્યું કે આ ગીની જવાનીજ ત્યારે એણે ગળી જવાનો યત્ન કર્યો. પણ ગળવામાં ગાની ગળામાં અટકી અને તે ગુંગળાવા લાગ્યો.

આથી અમે બધા ગભરાયા. આ કુતરો આવી રીતે મૃત્યુ પામે એ અમને ઠીક નહીં લાગ્યું તેથી એક મોટા ચીપીઆ વડે અમે તે ગીનીને ખેંચવાનું કર્યું પણ કુતરો અમારો ઇરાદો સમજ્યો નહીં. અમે તેને લુંટવા માગીએ છીએ એમજ તે તો સમજ્યો; અને અમારા યત્નોની સામે થયો. પરિણામે તે મૃત્યુ પામ્યો. સુવર્ણની

ભયાનક પિપાસાનો એક વધુ ભોગ આવી રીતે એનેજ લઇને આ ફાની દુનીઆ છોડી ગયો.

એક વખત દ્રવ્ય સંબંધીજ મને એક વિચિત્ર સ્વપ્ન આવ્યું હતું કે એક વખત હું અને એક મારો પરમપ્રિય મિત્ર એક જીર્ણ ઘરમાં રહેતા હતા. બે એકલાજ એ ઘરમાં રહેતા હતા. એક દિવસ એ ઘરમાં મેં એક અંધારો ઓરડો જોયો અને તેમાં મોટી લોઢાની પેટીઓ પડેલી હતી. આ પેટીઓનાં ઢાંકણાં ઉઘાડતાં અંદર અઢળક ધન મેં જોયું.

આ જોયું કે તરતજ મેં ઢાંકણાં ધીમેથી દઈ દીધાં અને ધીમે પગલે ચાલીને તે ઓરડાનાં બારણાં મેં પાછાં બંધ હતાં તેમજ બંધ કરી દીધાં, તે પછી હું છાનોમાનો અમારા આગલા ઓરડામાં આવીને બેસી ગયો.

થોડીવારમાં હું અને મારો પેલો મિત્ર બંને હાથમાં હાથ ઘાલીને ફરવા ગયા પણ મારા હૃદયમાં મારા મિત્રને માટે ભયંકર ધિક્કાર ઉત્પન્ન થયો હતો.

પછી આખો વખત હું મારા મિત્રને ઘડીભર અળગો મુકતો નહતો. રાતે પણ હું એને જોયા કરતો હતો. આખરે એક રાતે હું સહેજ ઉંઘી ગયો. આંખ ઉઘડતાં મને મારો મિત્ર જણાયો નહીં. હું એકદમ સફાળો ઉઠયો અને અંધારામાંજ પેલા ઓરડા પાસે ગયો. બારણું ઉઘાડું હતું અને તે ઓરડામાં એક ખુણામાં જ્યાં પેલી પેટીઓ પડી હતી ત્યાં એક પેટીનું ઢાકણું ઉઘાડીને મારો પરમપ્રિય મિત્ર ઉભડો બેઠેલો હતો. સુવર્ણની પિપાસા તેની આંખમાં જણાતી હતી. તેજ પિપાસાના ઘેનમાં તે ચકચુર બની ગયો હતો.

મારા મિત્રની પીઠ મારા તરફ હતી. હું હાથમાં એક તીક્ષ્ણ ખંજર લઇને તેની તરફ ધીમે પગલે ગયો. પેલો સુવર્ણ તરફ ભુખી આંખે જોઈ રહ્યો હતો તેવામાં મેં પાછળથી તેની પીઠમાં ખંજર

ભોંકી દીધું. એક શબ્દ બોલ્યા વિના તે પડયો, તેનું મૃત શરીર ઉછળીને બારણા સાથે અફળાયું, બારણાં સ્પ્રીંગ વસાઇ જાય તેમ વસાઇ ગયાં. મેં ચીસ પાડી, મારા હાથ તે બારણાં સાથે અફાળ્યા. પગથી લાત મારી ને બારણાં તોડવાનું મેં કર્યું અને છેવટે માથું પણ અફાળ્યું પણ બારણું ઉઘડયું નહીં મારા મિત્રનું મૃત મુખ મારા સામે વિકટ હાસ્ય કરી રહ્યું હતું. બારીની ફાટમાંથી પ્રકાશનું કિરણ પડે છે અને પાછું અદ્રસ્ય થઇ જાય છે. પાછું પડે છે અને અદ્રશ્ય થઈ જાય છે. પાછો હું ભુખથી અને ભયથી દીવાનો બનીને સુવર્ણના સીક્કાઓ ખાવા માંડું છું અને ઘડીએ ઘડીએ પેલાં બારણાં સામે હાથ અને પગ અફાળું છું. પેલા મિત્રનું ફીકકું મુખ મારી સામે વિકટ હાસ્ય કર્યા કરે છે.

સહસા મારી આંખ ઉઘડી ગઈ. મને જણાયું કે આગલી રાતે ભુખ્યોજ સુઇ ગયો હતો તેથીજ મને આવું ભયાનક સ્વપ્ન આવ્યું હતું.

કેટલાક વિદ્વાનો કહે છે કે સ્વપ્ન એ સાધારણ બનેલા બનાવની આસપાસ ઉત્પન્ન થતા વિચારોનાં જુદાં જુદાં રૂપાંતર છે. આ કહેવું સત્ય છે કે નહીં એ પ્રશ્નનું નિરાકરણ હું એ વિધાનોનેજ સોંપુંછું; પણ મને એક સ્વપ્ન ઘણુંખરું થોડા થોડા ફેરફાર સાથે આવ્યા કરે છે એનો અર્થ શો હશે? હું એક ભવ્ય નાટકશાળામાં એક ખુણામાં માત્ર નાનું પંચીઉં અને મલમલનું પહેરણ પહેરીને ઉભતો હોઉંછું. અતિશય ઠંડીથી હું થથરું છું એટલામાં સદર હેન્રી ઈરવીંગ આવીને મને ઉઠાડે છે અને પોતાની નાદુરસ્ત તબીઅત હોવાથી મને તે દિવસે રોમીઓનો પાર્ટ ભજવવાનો આગ્રહ કરે છે. હું ઘણી ના કહુંછું પણ એથી એને ખોટું લાગે છે એટલે આખરે હું પાર્ટ ભજવવાનું કબુલ કરું છું. સર હેન્રી મને બીજાં લુગડાં પણ બદલવા દેતો નથી એટલે આખરે પંચીઆં અને પહેરણ સાથેજ હું રંગભૂમિ ઉપર જાઉં છું. ત્યાં મારાથી એક શબ્દ પણ બોલાતો નથી એટલે ત્યાંજ કકડતી ઠંડીમાં બેસીને હું ધ્રુજું છું

અને મારી આંખ ઉઘડી જાય છે. હવે જ્યારે જ્યારે આ સ્વપ્ન આવે છે ત્યારે ત્યારે ઠંડી ખુબ પડતી હોય છે અને મારું ઓઢવાનું પલંગ નીચે પડી ગયું હોય છે. પણ દરેક વખતે સ્વપ્નમાં સર હેન્રી ઇરવીંગજ કેમ આવે છે અને માત્ર પંચીઆં પહેરણુ સાથેજ રોમીઓનો પાર્ટ ભજવવાને માટે આગ્રહ શા માટે કરે છે એ મારાથી સમજાતું નથી.

એક બીજું સ્વપ્ન પણ મને ઘણીવાર આવે છેઃ એક વિચિત્ર રસ્તા ઉપર હું ચાલ્યો જતો હોઉંછું. રસ્તામાં અનેક ગાડી, ઘોડા, ટ્રામ અને મોટરકારની ધમાલ હોય છે અને કાનને ફાડી નાખે તેવો ઘોંઘાટ થાય છે. પણ આ રસ્તાની આજુબાજુ ગાઢ જંગલ હોય છે.

કોઇક બીજું મનુષ્ય મારી સાથે હોય છે પણ હું એને જોઇ શકતો નથી. અમે રસ્તામાં થઇને ગાઢ જંગલમાં પણ ચાલીએ છીએ. ત્યાં ઝાડીઓમાં થઇને પણ પેલો રસ્તો જોવાય છે અને ત્યાંનો ઘોંઘાટ સંભળાય છે.

આ માર્ગ પુરો થતાં જરા વળાંવાનું આડે છે. આ માર્ગને છેડે એક ઘર છે જ્યાં મારી બાલ્યાવસ્થામાં હું રહેતો હતો. ત્યાં કોઇક મનુષ્ય મને કૈંક કહેવાને બોલાવે છે. હું ત્યાં જતાં બહુજ ગભરાઉં છું અને મને શેનો ડર લાગે છે તે મારાથી સમજાતું નથી. હું પાછો ફરીને દોડવા જાઉં છું અને એક ટ્રામમાં બેસી જવા જાઉં છું. ટ્રામ અદ્રશ્ય થઇ જાય છે અને કેટલાંક હાડપીંજર મારી સામે ભયાનક હાસ્ય કરતાં ચાલ્યાં જાય છે. મારા પગમાંથી શક્તિ ચાલી જાય છે, જે મનુષ્ય મારી સાથે ને સાથેજ હોય છે પણ જેને હું જોઇ શકતો નથી તે મને બલાત્કારે પેલાં ઘર તરફ ઘસડી જાય છે.

હું ઘરમાં જાઉં છું એટલે બારણાં ધડાક દઇને બંધ થઇ જાય છે. એક વૃદ્ધ પુરુષ હાથમાં ફાનસ લઇને આવે છે અને ફાનસ મારી આગળ ધરે છે. હું તેને ઓળખું છું. તે હુંજ છું. એટલામાં એક બીજો પુરુષ આવે છે. પછી બીજો આવે છે અને એમ કરતાં કરતાં આખું ઘર ભરાઇ જાય છે. આ બધાંજ મનુષ્યો મારાંજ જુદાં

જુદાં રૂપાંતરો છે. કોઇ વૃદ્ધ, કોઈ જુવાન, કોઇ હૃષ્ટપુષ્ટ, કોઈ તદ્દન ખખડી ગએલ, કોઈ માયાળુ, દયાળુ અને શાંત, કોઇ ક્રોધી, નીચ, ઘાતકી, કોઇ મારી સામે સ્મિત કરે છે, કોઇ મારા સામે ભયાનક હાસ્ય કરે છે, કોઇ ધિક્કારથી મુક્કો ઉગામે છે. મુખાકૃતિના ભાવ એક બીજાથી તદ્દન જુદા પણ મુખાકૃતિ તો મારીજ.

મારીજ મુખાકૃતિ જોઇને હું શા માટે ગભરાઉં છું તે મને સમજાતું નથી; પણ ગમે તેમ હો પણ હું અતિશય ગભરાટથી તે ઘરમાં ચીસ પાડતો નાસું છું. પેલી આકૃતિઓ મારી પાછળ પડે છે. હું પવનવેગે જાઉં છું. પેલી આકૃતિઓ પણ પવનવેગે મારી પાછળ આવે છે, અને તેમનાથી હું કદી છુટીને નાસી શકીશ નહીં એમ મને લાગે છે.

સ્વપ્નમાં ઘણુંખરું આપણે પોતેજ આપણા સ્વપ્નના નાયક હોઇએ છીએ પણ કોઈક કોઇક વખત મને એવાં સ્વપ્ન આવેલાં છે કે જેમાં હું કોઇ પણ જાતનો ભાગ ભજવતોજ નથી, માત્ર તટસ્થ જોનારજ છું. આમાંના એક વિશે મને ઘણીવાર વિચાર આવ્યા છે કે હું તેને નવલકથામાં ગુંથી લઉં તો કેમ? પણ કદાચ બહુ કરુણરસમય હોઈ વાંચનારને ઠીક નહીં લાગે એમ ધારીને રહેવા દઉં છું.

મને સ્વપ્ન આવેલું કે મનુષ્યોના એક ટોળામાં મેં એક સ્ત્રી જોઈ, સ્ત્રીનું મુખ સુંદર હતું છતાં એમાં અનેક દુર્ગુણ તરવરતા હતા. રસ્તામાંના દીવાના ઝાંખા પ્રકાશમાં આ મલિન સુંદરતા પ્રકાશી રહી. પછી પ્રકાશ ચાલ્યો ગયો અને અંધકાર થઈ રહ્યો.

કેટલોક વખત વીતી ગયો હોય એમ લાગે છે. પાછી પેલી સ્ત્રીની મુખાકૃતિ જોઉં છું. આ વખતે તેની સુંદરતા વધુ સુંદર લાગે છે કારણ કે અંદરથી મલિનતા ચાલી ગઇ હોય એમ લાગે છે. આ પવિત્ર પ્રકાશતી સુંદરતાને જોતી એક બીજી મુખાકૃતિ મને જણાય

છે. ઉભય મુખાકૃતિ એકએકને મળે છે અને ચુંબન કરે છે. થોડો વખત વળી વીતી જાય છે એમ મને લાગે છે અને હું પાછી પેલી બે મુખાકૃતિ જોઉં છું. પુરુષના મુખ ઉપરથી જણાય છે કે તેનું વય વધ્યું છે છતાં મુખાકૃતિ જુવાન અને સુંદર છે, અને જ્યારે સ્ત્રી તેની સામે જુએ છે ત્યારે સ્ત્રીના મુખ ઉપર પવિત્રતા તરવરી રહે છે. પણ જ્યારે સ્ત્રી એકલી પડે છે ત્યારે પેલી મલિનતા પાછી આવવાનો યત્ન કરતી હોય એમ લાગે છે.

પછી મને કંઈક વધારે ખુલ્લું જણાય છે. તે બંને એક નાની ઓરડીમાં રહે છે અને બહુજ નિર્ધન છે. સ્ત્રી બારીએ બેસીને જુએ છે. નીચેથી મોટાં શહેરના જીવનના ભણકાર સંભળાય છે અને તેવા વિશાલ રસ્તાઓની છાયા તે સ્ત્રીની આંખમાં છે. થોડી થોડી વારે સ્ત્રી બારણા સામે જુએ છે અને કોઈનાં પગલાં સાંભળતી હોય તેમ કાન માંડે છે. જ્યારે જ્યારે તે આ પ્રમાણે કરે છે ત્યારે ત્યારે તેનાં મુખ ઉપરની મલિનતા ઓછી થતી હોય તેમ લાગે છે. પણ જ્યારે સ્ત્રી મોટાં શહેરના ભણકાર સાંભળે છે ત્યારે મલિનતા વધે છે અને વધુ મલિન થતી જાય છે.

સહસા તે સ્ત્રી ચમકે છે. તેની આંખમાંની બીક જોઈને હું સ્વપ્નમાં પણ કંપું છું. તેના મુખ ઉપર પ્રસ્વેદનાં ટીપાં બાઝી જાય છે. વળી પાછો ફેરફાર થાય છે અને મલિન મુખ વધુ મલિન બની જાય છે. પેલી સ્ત્રી ઓરડીમાંથી બહાર નીકળે છે. હું તેનાં પગલાં દાદર ઉપર સાંભળું છું. ધીમે ધીમે તે ધીમાં થતાં જાય છે. બારણું ઉઘડે છે અને શહેરના ઘોંઘાટમાં તે સ્ત્રીનાં પગલાંનો અવાજ ભળી જાય છે.

વળી ઘણો વખત મારા સ્વપ્નમાં વહી જાય છે. અનેક દશ્યો આવે છે અને ઝાંખાં થઈ જાય છે પણ આ બધી અસ્પષ્ટતા અને અંધકારમાંથી આખરે એક ઉજડ શેરી સ્પષ્ટ જણાય છે, વરસાદથી

ભીંજાયેલા ફુટપાથ ઉપર રસ્તાના દીવા પ્રકાશના વર્તુલ બનાવે છે. આંખને ખરાબ લાગે તેવાં ભપકાવાળાં વસ્ત્ર પહેરીને એક આકૃતિ છુપાતી લપાતી ફુટપાથ ઉપર ચાલે છે. તેની પુઠ મારા તરફ છે એટલે હું તેનું મુખ જોઇ શકતો નથી. અંધકારમાંથી એક બીજી આકૃતિ નીકળી આવે છે. તેનું મુખ મેં જોયું. મારૂં સ્વપ્ન શરુ થયું તે વખતે જે મુખ પ્રત્યે જોતાં સ્રીનું મુખ પવિત્ર થઈ જતું અને સ્વર્ગના ફીરીસ્તા જેવું દેખાતું તેજ આ મુખ હતું; પણ હવે તેમાં પવિત્રતા નથી. આ મુખ પણ હવે મલિનતાથી ભયંકર અને ચીમડાઇ ગયેલું થઈ ગયું હતું. પેલી આગલી આકૃતિ આગળ ચાલી જાય છે. પાછળની આકૃતિ એની પાછળ ઝડપથી જાય છે અને એને પકડી પાડે છે, બન્ને એકેક જુએ છે અને કૈંક વાત કરે છે પણ તે વખતે અંધકાર હોય છે એટલે હું જોઇ શકતો નથી. થોડી વારમાં એક જુગારખાના આગળ બંને વળે છે. ત્યાંના કીટસનના પ્રકાશમાં હું બંન્નેનાં મુખ જોઉં છું. બંન્ને પેલાં સ્રીપુરુષનાજ મુખ હતાં. કીટસનના પ્રકાશમાં પાછાં ઉભય એકેકની સામે જુએ છે.

એક બીજું સ્વપ્ન મને આવ્યું હતું, કે એક વખતે એક સ્વર્ગીય દૂતે (અથવા તો શયતાને, મને બરાબર યાદ નથી) આવીને એક માણસને કહ્યું કે જ્યાંસુધી તે કોઇપણ જીવતાં મનુષ્યને ચહાશે નહીં—જ્યાં સુધી તે કોઇ પણ જીવતાં મનુષ્ય પ્રત્યે-પોતાની સ્રી છોકરાં પ્રત્યે—સ્નેહ કે મમતાનો અંશ પણ દાખવશે નહીં, ત્યાં સુધી તે પોતાના વેપારમાં ફતેહ મેળવશે, ત્યાં સુધી તે દિનપ્રતિદિન વધુ અને વધુ પૈસાદાર થતો જશે, અને જગતમાં તેની સત્તા બળવત્તર થતી જશે. પણ જે ક્ષણથી તેના હૃદયમાં કોઇ જીવતાં મનુષ્યને માટે સ્નેહના ઝીણામાં ઝીણા અંકુર ફુટશે તે ક્ષણથી તે પોતાની યુક્તિઓમાં અને વેપારમાં નિષ્ફળ થતો જશે, મનુષ્યો તેને ધિક્કારશે, અને અલ્પ સમયમાં તેને ભુલી જશે.

આ માણસે આ શબ્દો યાદ રાખી લીધા કારણકે તે મહત્વાકાંક્ષી હતો, કીર્તિ અને સત્તા આ જગતમાં ઉત્તમ વસ્તુઓ છે એમ માનનાર હતો. એક સ્ત્રી તેને ચહાય છે, અને તેના તરફથી સ્નેહનો એક શબ્દ પણ સાંભળ્યો નહીં તેથી દુઃખી થઇને મરી જાય છે. બાળકોનાં ઝીણાં સ્વર્ગીય પગલાં તેના જીવનમાં આવે છે અને પાછાં અદ્રશ્ય થઈ જાય છે. જુની જુની આકૃતિઓ ઝાંખી થતી જાય છે, નવી આવે છે અને તે પણ ચાલી જતી જાય છે.

પરંતુ કોઇપણ દિવસ તેના હાથનો માયાળુ સ્પર્શ કોઇ મનુષ્યને થયો નહીં. તેના ઓષ્ઠમાંથી એક પણ સ્નેહભર્યું વેણ નીકળ્યું નહીં, તેના હૃદયમાંથી વહાલનું ઝીણામાં ઝીણું અંકુર પણ નીકળ્યું નહીં. પરિણામે તેના દરેક કાર્યમાં વિધાતાએ વિજય અપાવ્યો.

ઘણાં વર્ષો વહી જાય છે, અને તેને બીવાને માટે માત્ર એકજ વસ્તુ રહે છે—એક બાળકનો દુઃખભર્યો ચહેરો. જેમ એક સ્ત્રીએ ઘણાં વર્ષ અગાઉ આ પુરુષને ચહાયો હતો, જેવો અઢળક પ્રેમ તે સ્ત્રીએ આ પુરુષનો દાખવ્યો હતો તેમ અને તેવા પ્રેમથી આ નાની પુષ્પકળી—આ નાની બાલિકા આ પુરુષને ચહાય છે. પણ પુરુષ દાંત કચડીને તેની કનેથી ચાલ્યો જાય છે.

નાની કળી—નાની બાલિકા કરમાતી જાય છે, અને એક વખત જ્યારે પેલો પુરુષ પોતાના અમર્યાદિત વેપારને દોરતો પોતાના ટેબલ આગળ બેઠો હતો ત્યારે કેટલાંક મનુષ્યોએ આવીને તેને કહ્યું કે પેલી બાલિકા મરે છે. છોકરીના બીછાના આગળ આવીને તે પુરૂષ ઉભો રહે છે. બાલિકા આંખ ઉઘાડીને તેની સામું જુએ છે; અને જ્યારે પેલો પુરુષ છેક પાસે આવે છે ત્યારે બાલિકા પોતાના કરમાઇ જતા કુમળા હાથ સ્નેહની મુક યાચના કરતા તેની આગળ ધરે છે. પણ પુરુષના મુખ ઉપર કોઇપણ જાતનો ફેરફાર થતો નથી એટલે ભગ્ન હૃદયે બાલિકા પોતાના હાથ ખેંચી લે છે, બાલિકાના હૃદયમાંથી દીર્ઘ

નિઃશ્વાસ નીકળે છે, અને તેની આંખો મીંચાઇ જાય છે. એક સ્ત્રી આગળ આવીને બાલિકાના હાથ સીધા કરે છે અને પુરુષ પોતાનાં અનેક કાર્યોમાં નિમગ્ન થવા ચાલ્યો જાય છે.

પણ જ્યારે રાત પડે છે, ઘરમાં સર્વ નિદ્રામાં પડે છે, અને સર્વત્ર ગાઢ અંધકાર અને ગૂઢ શાંતિ પ્રસરી રહે છે, ત્યારે પેલો પુરૂષ છાનોમાનો જ્યાં પેલી બાલિકાનું મૃત શરીર પડયું હતું ત્યાં જાય છે અને મોં ઉપરનું વસ્ત્ર થોડું ખસેડે છે.

"આહ–મૃત્યુ પામી–મૃત્યુ પામી" ના ઉદ્ગાર તેના મોંમાંથી નીકળે છે; કુમળા મૃત શરીરને તે પોતાના હાથમાં ઉચકી લે છે, અને તેને પોતાના હૃદય સાથે ચાંપે છે. તેના ઠંડા ઓષ્ઠ, તેના ઠંડા ગાલ અને ઠંડા, અક્કડ થઇ ગયેલા નાના હાથને ચુંબન અર્પે છે.

પણ આટલેથી મારૂં સ્વપ્ન અશક્ય રૂપ લે છે, કારણકે તે પછી રોજ રાતે પેલી નાની બાલિકાનું મૃત શરીર પેલાં જે થોડાં વસ્ત્ર નીચે પડયું હોય છે–તેનાં અવયવો સડતાં પણ નથી, તેમ તેનું મુખ નિસ્તેજ પણ થતું નથી. અલ્પ સમય હું આથી જરા મુંઝાઉં છું, પણ પછી મને અજાયબી લાગતી નથી; કારણકે જ્યારે સ્વપ્ન દેવી આપણને વાતો કહે છે, ત્યારે આપણે તો માત્ર નાનાં છોકરાંઓ માફક આંખ વિકાસીને જોઇ રહીએ છીએ, અજબ થઇએ છીએ અને જે બતાવે છે તે બધું માનીએ છીએ.

દરેક રાતે, જ્યારે ઘરમાં બધાં નિદ્રામાં હોય છે, જ્યારે સર્વત્ર ગાઢ અંધકાર અને ગૂઢ શાંત પ્રસરી રહે છે ત્યારે પેલો પુરૂષ ધીમે પગલે જ્યાં બાલિકાનું મૃત શરીર પડયું હોય છે ત્યાં જાય છે, અને મોં ઉપરનું થોડું વસ્ત્ર ખસેડે છે, કુમળા શરીરને તે પોતાના હાથમાં ઉચકી લે છે, અને તેને પોતાના હૃદય સાથે ચાંપે છે. તેના ઠંડા ઓષ્ઠ, તેના ઠંડા ગાલ અને ઠંડા, અક્કડ થઇ ગયેલા નાના હાથને ચુંબન અર્પે છે; અને કાળી રાત્રિમાં, દિવસનો પ્રકાશ થાય નહીં

ત્યાંસુધી તે પુરૂષ, માતા પોતાનાં બાલકને લાડ લડાવે તેમ લાડ લડાવતો બાલિકાના મૃતદેહને લઇને ફર્યા કરે છે.

જ્યારે દિવસનો પ્રકાશ ઓરડામાં આવે છે, ત્યારે મૃત બાલિકાને પેલો પુરૂષ પાછો બીછાનામાં સુવાડી દે છે, ધોળું વસ્ત્ર પાછું ઢાંકી દે છે અને ઓરડામાંથી બહાર ચાલ્યો જાય છે.

અને દરેકે દરેક કાર્યમાં તેને વિજય મળે છે, દિનપ્રતિદિન તે વધુ ને વધુ પૈસાદાર થતો જાય છે, અને વધુ સત્તા પ્રાપ્ત કરતો જાય છે.



## પ્રકરણ ૫ : નાયિકાનાં લક્ષણ.

આમારી નાયિકા કેવી રાખવી એ બાબત અમારે ઘણો મતભેદ પડયો. કનૈયાલાલને તેને બદસુરત બનાવવી હતી. જગતમાં 'ઓરીજીનલ' કહેવડાવવું એ કનૈયાલાલની મોટામાં મોટી અભિલાષા છે અને એ પદવી પ્રાપ્ત કરવાને માટે જે સાધારણ વસ્તુ હોય, કુદરતી હોય તેને ઉંધી બનાવી દેવી એવો કનૈયાલાલનો મત છે. જો કનૈયાલાલને એક નાનો સરખો ગ્રહ પોતાની ઇચ્છાનુસાર દુનીઆ ચલાવવા માટે કોઈ આપે તો તેમાં દિવસને પોતે રાત કહે અને ઉનાળાને શીઆળો કહેવડાવે, સ્ત્રીપુરુષોને હાથેથી ચાલવાનું અને પગેથી શેકહેંડ કરવાનું કહે, કુકડા પાસે ઈંડાં મુકાવે અને કુકડીને માત્ર વાડ ઉપર બેસીને કુકડેકુક કરવાનું ફરમાવે અને પછી પોતે દૂર ઉભા રહીને આનંદથી અને ગર્વથી કહે કે "આહ, મેં કેવી 'ઓરીજીનલ' સૃષ્ટિ રચી છે! આ આખી યોજના મેં જ ઘડી કાઢી હતી."

અલબત, જગતમાં કનૈયાલાલ જેવું જ ધારનારા અને માનનારા ઘણાએ છે. હું પોતેજ એક છોકરીને ઓળખતો હતો જેને પોતાને "કંઇ વિચારજ ન હતા. જે બીજા કરે તેજ પોતે કરે. ખાસ કરીને તેની મોટી બેન જે કરતી તેજ પોતે કરતી. જો તે બેન સાંજે ભુખી રહે તો પોતાને ભુખ લાગી હોય તોપણ પોતે ભુખીજ રહે. જો મોટી બેન એક દિવસ ભાત વધારે ખાય તો પોતે પણ ભાત વધારે

ખાય. આથી તેની માને બહુ ચિંતા થતી. એક દિવસ, તેની માએ તેને પોતાની પાસે બેસાડીને બહુ શીખામણ આપી. "જે મોટી બેન કરે તેજ તું પણ કરે છે એમાં તુ ઠીક કરતી નથી. આપણને પોતાને જે સારું લાગે તે કરવું. આપણે માત્ર બીજાની નકલ નહીં કરવી જોઇએ પણ "ઓરીજીનલ" થતાં શીખવું જોઇએ."

છોકરીએ ભવિષ્યમાં તેમ કરવાનું વચન આપ્યું. બીજે દિવસે તેમને ત્યાં કેરી અને કાંદા એ બે જાતનાં ભજીઆં હતાં. હવે નાની બેન કાંદાનાં ભજીઆં ઉપર મરી પીટતી હતી તેમજ મોટી બેનને પણ કાંદાનાં ભજીઆં ઘણાંજ ભાવતાં હતાં. જમતી વખતે મોટી બેને પહેલાંજ કહી દીધું કે પોતાને કેરીનાં ભજીઆં જોઇતાંજ નથી પણ માત્ર કાંદાનાંજ જોઇએ છીએ.

માએ તે પછી તરતજ નાની છોકરીને પુછ્યું. "કેમ, તારે પણ કાંદાનાંજ જોઇએ છે ને?"

"ના મા, મારે કેરીનાં જોઇએ છીએ." છોકરી બોલી.

"પણ કેમ? તને તો કાંદાનાં ભજીઆંજ બહુ ભાવે છે ને આજે ના કેમ પાડે છે?" માએ અજબ થઇને પુછ્યું.

"મને ભાવે છે ઘણાં, પણ તમે કહ્યું હતું ને કે મારે "ઓરીજીનલ" થવું; એટલા માટેજ મેં કેરીનાં માગ્યાં." આટલું કહીને બીચારી રડી પડી.

આવી રીતે માત્ર 'ઓરીજીનલ' થવાની ખાતરજ 'ઓરીજીનલ' થવાનાં ફાંફાં કનૈયાલાલ ઘણીવાર મારે છે.

પણ અમે ત્રણ જણે કનૈયાલાલની દરખાસ્તને ટેકો નહીં આપ્યો, એટલે આખરે સુંદર નાયિકાજ રાખવી એમ ઠર્યું.

"સદ્‌ગુણી કે દુર્ગુણી?" ભાનુશંકરે પુછ્યું.

"દુર્ગુણી," કનૈયાલાલે ભાર મુકીને જણાવ્યું. "કેમ, સ્નેહવદન, તમે શું ધારો છો?"

"હંઅં," સ્નેહવદને મોંમાંથી ધુમાડાના ગોટા કાઢતાં પોતે જે ધાંટો મશ્કરી કરતાં કે શોકની વાત કહેતાં બંનેમાં એકજ રીતે વાપરે છે તેજ ધાંટાથી કહ્યું. "તમારો વિચાર પણ છેક ખોટો નથી. દુર્ગુણી હોય પણ હૃદય સારું હોય; હૃદયના સદ્ગુણ ઝાઝા બહાર પડતા નહીં હોય તો કૈં ખોટું નહીં."

"હમેશાં સદ્ગુણી કરતાં દુર્ગુણી મનુષ્યોજ વધારે આકર્ષક હોય છે એનું કારણ શું હશે?" કનૈયાલાલ પોતાની એક આંગળી કપાળને ટેકવીને બોલ્યા. જ્યારે કૈંક ગંભીર વિષય ચર્ચવો હોય ત્યારે આવીજ અદાથી કનૈયાલાલ બેસે છે. પોતે એથી જૉન મોરલી જેવા લાગે છે એમ એઓ ધારે છે.

"એનું કારણ શોધવું એ બહુ મુશ્કેલ નથી," સ્નેહવદને કહ્યું. "દુર્ગુણી મનુષ્યોમાં 'મહાન્ અચોક્કસતા' હોય છે; અને તેમના ચરિત્રના અભ્યાસીને ડગલે ડગલે કૈં કૈં નવું જાણવાનું મળે છે. બે ઘોડા હોય; તેમાંનો એક શાંત, તમે દોરો તેમ જતો હોય અને બીજો પોતાની ઇચ્છામાં આવે તેમજ વર્તનારો હોય. આની માફકજ સદ્ગુણી તેમજ દુર્ગુણી મનુષ્યોનું સમજવું. સદ્ગુણી માણસ અમુક સંજોગોમાં અમુક માર્ગજ લેશે એમ આપણે આગળથી જાણી શકીએ છીએ; પરંતુ દુર્ગુણી કોઇપણ સંજોગમાં શું કરશે તે કોઇથી કહી શકાતું નથી. જો તમારી નાયિકાને તમે સદ્ગુણી કલ્પો તો પહેલાજ પ્રકરણમાં વાંચનાર આગળ શું આવશે તે જાણી જાય છે અને પછી આગળ વાંચવાની તસ્દી કોઇ લેતુંજ નથી. પણ જો દુર્ગુણી નાયિકા હોય તો વસ્તુસ્થિતિજ બદલાઇ જાય છે. અમુક સંજોગોમાં તે શું કરશે તેની અટકળ કોઈ કરી શકતું નથી, એટલેજ વાતમાં રસ વધે છે."

" પણ કેટલીક સદ્‌ગુણી નાયિકા પણ એવી હોય છે કે જેમનાં ચરિત્ર વાંચતા આપણને રસ પડે. " મેં કહ્યું.

" હા, પણ તે ક્યારે ? જ્યારે તે સદ્‌ગુણી નાયિકા કોઇ ખરાબ કાર્ય કરે ત્યારેજ. " સ્નેહવદને કહ્યું "આખી વાતમાં સદ્‌ગુણીજ રહે તો જેમ ક્લાસમાં સદ્‌ગુણી છોકરાને જોઇને આપણને ચીઢ ચઢે છે તેમજ આપણને તેના ઉપર ચીઢ ચઢે. અસલની જુની વાતોમાં પછી આ દેશની લો કે પાશ્ચાત્ય દેશોની લો—બીજું શું આવે છે ? નાયિકા જ્યારે પણ નાયકને મળે છે ત્યારે એટલું જ કહે છે કે પોતે એને પરણી શકનાર નથી, અને જ્યારે જ્યારે એ બોલે ત્યારે ત્યારે એની આંખમાથી શ્રાવણભાદરવા તો વહેતાજ હોય. પિતાની મરજી સીવાય કોઇની જોડે લગ્ન કરવાની તે ના પાડે છે અને છતાં દુનીઆમાં જો કોઇની જોડે તે પરણે તો તે પેલાની જોડેજ પરણે એવી હઠ લઇને બેસે છે !"

" આ તમે સદ્‌ગુણી નાયિકાની વાત કહી ? આ તો તમે કોઇ મૂર્ખ લેખક સદ્‌ગુણી નાયિકાને કેવી ચીતરે તે વિષે હકીકત કહી " હું બોલ્યો.

" હું એ તમારી ટીકા કબુલ રાખું છું, " સ્નેહવદને કહ્યું. " પણ સદ્‌ગુણી સ્ત્રી એટલે શું ? એ પ્રશ્નજ એવો છે કે આપણે મનુષ્યોથી એનો સંતોષકારક ઉત્તર દઇ શકાતોજ નથી. આગલા જમાનામાં પુસ્તકો વાંચનાર પ્રજા સદ્‌ગુણી સ્ત્રી કેવી કલ્પતી હતી તે વિશેજ હું હમણા તો બોલ્યો. આ કલ્પના સમય બદલાતાં બદલાતી જાય છે અને તે કલ્પનાને વ્યવહારમાં મુકવાનું કાર્ય લેખકો કરે છે. અમુક દેશમાં એવું પણ જોવામાં આવે છે કે પોતાનાં વૃદ્ધ અને આ જગતમાં રહેવાને નાલાયક થઇ ગએલાં માબાપને સહેજ મોજશોખ આપવા સ્ત્રી પોતાનું સતીત્વ વેચવા તૈયાર થાય છે ત્યારે અમુક દેશમાં પોતાનુ સતીત્વ સાચવવા એક સ્ત્રી આખા દેશને પાયમાલ થઇ જવા દે છે એવું પણ આપણે જોઇએ છીએ. એક ટાપુમાં જે

સદ્‌ગુણી અને સારી સ્ત્રી ગણાતી હોય તે સ્ત્રી પોતાના પતિના મિત્રોને સુખ આપવા ગમે તે ભોગ આપવા તૈયારજ હોય છે અને જો આમ થાય તોજ એનાં સહુ કોઇ વખાણ કરે છે. હમણા હમણા એક નવોજ વા વાતો જણાય છે. પૈસાદાર સ્ત્રી ગરીબવર્ગ જ્યાં રહેતો હોય ત્યાં જઇને તેમની ખબરઅંતર પુછે તોજ તે સદ્‌ગુણી બૈરી કહેવાય છે એટલે હમણાની વાતોમાં ઘણુંખરું એજ આવે છે."

"ગરીબવર્ગ આ દુનિઆમાં કેટલો કામનો છે !" કનૈયાલાલ ટેબલ ઉપર પગ નાખીને, ખુરશીને ભય ભરેલી સ્થિતિમાં ઉલ્લાળીને બોલ્યા. "ગરીબ વર્ગના કેટલા બધા ઉપકાર નીચે આપણે છીએ તે આપણે લેખકો હજી બરાબર સમજી શકયા જ નથી. આપણી સ્વર્ગીય દૂતો સમાન નાયિકાઓ અને દેવ સમા નાયકો 'ગરીબવર્ગ' ન હોત તો ક્યાં હોત ? આપણી અપ્સરા જેવી સુંદર નાયિકા દયાની દેવી છે એમ આપણે બતાવવા માગીએ તો આપણે શું કરીએ છીએ ? કોઇ ભીખારીને, કોઇ રખડતાં છોકરાંને, કોઇ ગંદાં, જેલમાં જવા લાયક નિર્ધન લફંગાં બૈરાંઓને એમના દુ:ખમાં તે નાયિકા સહાય આપે છે, એમ આપણે બતાવીએ છીએ. કોઇ લોફર નાયકનું અંત:કરણ બહુ માયાળુ અને ઉમદા છે એમ બતાવવું હોય તો આપણે શું લખીએ છીએ ? તે નાયક ' ગરીબોનો બેલી હતો, એમજ.

"આ 'ગરીબો' જેટલાં પુસ્તકોમાં ઉપયોગી છે એટલાજ આપણા જીવનમાં પણ ઉપયોગી છે. જ્યારે આપણે હરામખોરી કરીને એક લાખ રૂપીઆ ભેગા કર્યા હોય છે ત્યારે આપણા અંત:-કરણને આપણે શાંત શાથી કરીએ છીએ ? એ લાખમાંથી એકસો કે બસો રૂપીયા કોઈ અનાથાશ્રમમાં મોકલાવીને. જ્યારે કોઈ માણસ વૃદ્ધ થાય છે અને તેને મૃત્યુ પાસે આવતું જણાય છે ત્યારે બીજી દુનીઆમાં પોતાનું સ્થાન નક્કી કરવાને માટે તે શાં પગલાં લે છે ? ગરીબોને દાન કરીને. જો આ જગતમાં 'ગરીબો' હોયજ નહીં તો

બધા સાધુના સાળામાં ફરતા બદમાશો, પવિત્રતાનો ઝુંડો લઇને ફરનારા વ્યભિચારીઓ, નિર્દોષ, કુમળી વહુઓને રેંસી રેંસીને મારનાર ઘાતકી પતિઓ, સાસુઓ અને સાસુપદ સાચવનારી સ્ત્રીઓ, ધર્મને નામે અનેક પાપાચરણ આચરતા દાંભિકો અને સુધારાની ધ્વજા ફડફડાવનાર પારકાંનેજ જાતે થવાનો ઉપદેશ આપનાર સુધારકો બીચારાઓ સ્વર્ગમાં કેમ જઇ શકે ? તેમને ત્યાં જવાનું બીજું સાધનજ કયું રહ્યું ? સ્વર્ગમાં જવાની આપણી સીડીજ ગરીબવર્ગ છે. ”

આ પછી થોડી વાર શાંતિ ફેલાઇ. સ્નેહવદન બીજી બીડી સળગાવવામાં રહ્યા. કનૈયાલાલ બેચાર ચોપડીઓનાં પુંઠાં જોઇ ગયા; એટલે ભાનુશંકર બોલ્યા. “ગરીબોની વાત નીકળી એટલે મને એક વાત યાદ આવે છે. મારો એક સગો ઘરની દલાલી કરે છે. તેના હાથમાં એક મોટો બંગલો લાંબી મુદતને માટે ભાડે આપવાનો કે વેચવાનો હતો. આ બંગલાની આસપાસ જમીન પણ ઘણીજ હતી. પણ કોણ જાણે શાથી કોઇ ઘરાક મળતું નહી. મારા સગાએ તો તેની આશાજ છોડી દીધી હતી એટલામાં એક પૈસાદાર વિધવા સ્ત્રી તેની ઓફીસમાં આવી, તેના કહેવા ઉપરથી જણાયું કે તે જગ્યા તે જોઇ આવી છે અને તે એને બહુજ પસંદ પડી ગઇ છે. પોતાની બાકીની જીંદગી ત્યાંજ શાંતિમાં ગાળવી એમ તેને લાગે છે.

“મારો સગો તો આ સાંભળીને બહુ ખુશ થઇ ગયો અને તરતજ તે અને પેલી સ્ત્રી પાછાં સાથે તે જગ્યા જોવા ગયાં. ત્યાં મારા સગાએ તો તે જગ્યાને માટે બહુજ ફડાકા માર્યા. પેલી સ્ત્રીને પણ આસપાસની જગ્યા જોતાં તે બહુજ ગમી ગઇ અને કીંમત પણ વ્યાજબી લાગી. પછી પેલી બાઇએ મારા સગાને પુછ્યું: “મી. છગનલાલ, આસપાસ કેવી જાતના ગરીબ અહીં રહે છે ?”

“ગરીબ” ? છગનલાલે કહ્યું. “અહીં ગરીબ છેજ નહીં.”

“કોઇ ગરીબજ નહીં ?” પેલી બાઇ બોલી ઉઠી: “આ ગામમાં કોઇ ગરીબજ નથી ?”

"આ જગ્યામાં પાંચ માઇલમાં કોઇ ગરીબ તમારા દીઠામાં આવશે નહીં." છગનલાલે મોટાઇ મારતાં કહ્યું.

"અરેરે ! એટલોજ વાંધો આવ્યો; બાકી મને આ જગ્યા એવી ગમતી હતી!" પેલી બાઇએ નિરાશ થતાં કહ્યું.

'પણ બાઇ, તમે શું એમ કહેવા માગો છો કે ગરીબ હોય તો તમને ગમે !" બીચારો છગનલાલ તો આ વિચિત્ર વાંધો સાંભળીને સડકજ થઇને બોલ્યો. "અમે તો આને ફાયદો ગણતા હતા."

"જુઓને છગનલાલ," પેલી બાઈ બોલી. "હું તમને ખુલ્લેખુલ્લું કહી દઉં છું. હું ઘરડી થઇ છું અને મારી જુવાનીમાં હું છેક સીધી ચાલી નથી. આથી ઘડપણમાં ગરીબોને પાળી જે કૈં પ્રાયશ્ચિત થાય તેમ કરવું એવો મારો વિચાર છે. પણ અહીં ગરીબજ નથી એટલે મારે બીજી જગ્યા શોધવી પડશે."

"પણ જરા દૂર જોઇએ તેટલાં ગરીબ છે; તેમને પાળોને. કોઇ તેમાં વાંધો કાઢવાનું નથી." હાથમાંથી ઘરાકી જતી રહેતી જોઇને બીચારો છગનલાલ નિરાશ થઇને બોલ્યો.

"ના, મારાથી એટલાં દૂર રોજ જવાય નહીં." બાઇએ કહ્યું.

"પણ ત્યારે હું એક ઉપાય બતાવું" ઘરાકીની શોધમાં છગન-લાલને એક વિચાર સુઝી આવ્યો એટલે તે બોલી ઉઠયો. "આ જગ્યાની આસપાસ ઘણી જમીન નકામી પડી રહી છે તેમાં ડઝનેક ઝુંપડાં બંધાવી દઇએ અને ગરીબોને લાવીને રાખીએ તો કેમ ?"

"આ વિચાર તે બાઇને પસંદ પડી ગયો અને પોતાને કેવાં ગરીબ માણસો જોઇએ છીએ તેનું એક લીસ્ટ તેણે છગનલાલને આપ્યુંઃ એક ઘરડી, પથારીવશ સ્ત્રી, એક લકવાથી પીડાતો ઘરડો પુરુષ, એક આંધળી છોકરી ( જેને વાતો સાંભળવાનો શોખ હોય), એક બે અપંગ, એક દારુડીઓ, એક લડકણો મરદ અને એક લડ-

કણી બૈરી, બે મોટા વિસ્તારવાળાં ગરીબ કુટુંબ અને બેચાર સાધારણ કુટુંબ એટલાં નામ તે યાદીમાં આવ્યાં.

"છગનલાલને આ જાતનાં ગરીબ મેળવતાં મુશ્કેલી તો પડી પણ આખરે જેમતેમ કરીને તેણે તે એકઠાં કર્યાં. જેવો દારુડીઓ પિતા તેમને જોઇતો હતો તેવો તો આખરે નજ મળ્યો ત્યારે એક આળસુ માણસને વગર કામે સારો પગાર આપીને પણ લઈ આવ્યા. તે બીચારાને દારુ ભાવતોજ નહતો એટલે શરુઆતમાં દારુ લાવીને તે ઢોળીજ નાખતો અને દારુડીઓ થવાનો ઢોંગજ માત્ર કરતો પણ ધીમે ધીમે તેને ટેવ પડી ગઇ છે અને હવે તો ચોવીસે કલાક દારુડીઆની અવસ્થામાંજ પડયો રહે છે. લડકકું જોડું તેમને બહુ સારું મળી ગયું છે અને બીજા બધાંને બહુજ ત્રાસ આપે છે. પેલી બાઇને પણ આ ગરીબ બહુ ગમ્યાં છે અને રોજ સાંજે ત્યાં જઇને બધાંની સાથે વાતચીત કરે છે. એ ગરીબો એને 'માતાજી' કહે છે અને એમનામાંથી કોઇ માંદું થાય ત્યારે 'માતાજી'ના નામની બાધા રાખે છે તેથી પેલી બાઇ બહુજ આનંદમાં રહે છે." ભાનુશંકરે વાત પુરી કરી એટલે જઇને એક આરામખુરશી ઉપર પડયા.

"હું પણ આજ જાતની એક વાત જાણું છું!" કનૈયાલાલ બોલી ઉઠયા. "હું એક વખત એક નાના ગામડામાં રહેતો હતો ત્યાં ઘણાંખરાં એકજ ન્યાતના માણસો રહેતાં હતાં. થોડા વખત પછી તેમનીજ ન્યાતનો એક વિધુર મુંબઇથી ઘણું કમાઇને ત્યાં પાછો આવ્યો તેથી એની ન્યાતમાં તો ખળભળાટ થઈ ગયો. દરેક કુંવારી છોકરી જાતજાતની ફેશનમાં મશગુલ બની ગઇ અને છોકરીઓનાં માબાપો પણ બીજી બધી વાતમાં કરકસર કરતાં પણ આ બાબતમાં પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરવા લાગ્યાં. પણ એવામાં જણાયું કે પેલા વિધુરે તો કોઇને મોંએ એમ કહ્યું કે એને હાલની ફેશનની ટીશીઆરી ગમતીજ નથી, એને તો ગરીબો પ્રત્યે દયાભાવ, ભક્તિ વગેરે ગુણોજ ગમે છે. આ વાતની ખબર પડતાંજ ફેશન

બંધ થઇ ગઇ અને ત્યાં એક નાનું જીર્ણ મહાદેવનું મંદિર હતું ત્યાંજ આખી ન્યાતની છોકરીઓનો જમાવ થઇ ગયો. તે મંદિરમાં એક ધરડો ચીઢાઉ સ્વભાવનો પુજારી રહેતો હતો તેજ આખા ગામમાં નજરમાં આવે તેવો ગરીબ હતો એટલે તે પુજારી ઉપર પણ દરોડો પડયો. સવાર પડે ને છોકરીઓ ઘેરથી સીધાં લઇ જાય, પૈસા લઈ જાય, પુજારીના દેવસેવામાં વપરાતાં વાસણો માંજી આપે, પુજારીનાં લુગડાં ધોઇ આપે વગેરે અનેક રીતે પેલા પુજારીને ખુશ રાખવા યત્ન થાય. પેલો પુજારી પણ આથી હાકેમ જેવો બની ગયો અને જો કોઇની જરા પણ બરદાસ્તમાં ખામી રહે તો તરત તેની ધુળ ઝાપટી નાખે અને કહે કે ફલાણાભાઇને કાને .આ વાત પહોંચાડું ત્યારેજ ખરો. આ પ્રમાણે આ પુજારીની જોહુકમી ક્યાં સુધી ચાલત અને કૈ હદ સુધી જાત એ કહી શકવું કઠણ છે. પણ એવામાં પેલા ભાઈ કોઇ પરગામની ફેશનેબલ પોટ્રી સાથેજ પરણી બેઠા. તે બાઇને આવાં ગામડાંગામમાં ગમતું નહીં હોવાથી વરવહુ બંને મુંબઇ ઉપડી ગયાં ! આથી પેલા બીચારાની સત્તાનો અંત આવ્યો એટલુંજ નહીં પણ આખા ગામમાં ભીખ માગીને ટાંટીઆ તુટી જતા તોપણ પેટ જેટલું તેને મળતું નહતું એવી તેની સ્થિતિ થઈ ગઇ.” આટલી વાત કહીને કનૈયાલાલ પણ શાંત થયા . હોય એમ લાગ્યું. એટલે સ્નેહવદને અમને વાત કહેવા માંડી.

“ગરીબોને માટે ધાંટા પાડનાર અને પોતાની ગરીબાવસ્થાનું જાહેર પ્રદર્શન કરનાર ગરીબ નહીં પણ એક પણ શબ્દ બોલ્યા વિના, કોઇના જાણ્યા વિના એકાંતમાં ગરીબાઇનું દુઃખ સહન કરનાર ગરીબોને માટે આપણને ખરેખર માન હોવું જોઇએ. એક રણમાં ઘવાએલ સીપાઈ બચ્ચાને માટે જેવું માન હોય છે એવુંજ માન આપણે ગરીબોને માટે રાખવું જોઇએ.

“કુદરત અને મનુષ્યો વચ્ચે ચાલતાં અનંત યુદ્ધમાં ગરીબ હંમેશાં મોખરેજ હોય છે. ગરીબો આગળના ખાડાખાબોચીઆંમાં

પડીને મૃત્યુ પામે છે, અને આપણે તેમનાં મુડદાં ઉપર થઇને વિજયનાં વાજાં વગાડતાં પસાર થઇ જઇએ છીએ.

"આપણે દરેક પ્રકારના સુખચેનનો ઉપભોગ કરીએ છીએ અને ગરીબોનેજ જબરા પ્રહારો ખમવાનું સોંપી દઇએ છીએ એથી જ્યારે જ્યારે આપણે તેમને વિશે વિચાર કરીએ છીએ ત્યારે આપણને શરમાવા જેવુંજ થાય છે. આપણે તંબુમાં સંતાતા ફરીએ છીએ અને તેમનેજ આગળ યુદ્ધ કરવા અને મરવા મોકલીએ છીએ. તે બીચારા ઝખમોથી પીડાતા, એક શબ્દ પણ બોલ્યા વિના મૃત્યુ પામે છે. કુદરત પોતાના 'શ્રેષ્ઠનેજ' સત્તાના બળવાન્ શસ્ત્ર વડે અને સુધરેલી પ્રજા પોતાની 'ઉત્પતિ અને ખપત'ની ઉગ્ર તરવારથી તેમને મારે છે. ગરીબ વર્ગ ઇંચેઇંચ લડતા મરે છે. પણ તેઓ મૃત્યુ પામે છે પણ મૂક અને નિરાશાયુક્ત ક્રોધભર્યાં મરણ પામે છે એટલે જગતનું ધ્યાન ખેંચાતું નથી અને દુનીઆ તેમને વીરની પદવી આપતી નથી.

"એક દુકાન આગળ એક વખત એક મોટા કુતરાને પડેલો મેં જોયો હતો. તે ત્યાં બહુ શાંત રીતે પડી રહ્યો હતો અને ઉંઘમાં ઘેરાયો હોય તેમ જણાતો હતો, અને તેનો દેખાવ ભયંકર હતો એટલે કોઇએ તેને હેરાન કર્યો નહીં. આવતા જતા માણસોમાંથી અનેક તેના ઉપર થઇને આવજાવ કરવા લાગ્યા. એમ કરતાં કેટલાકોએ તેને લાત પણ મારી. લાત વાગ્યાથી તે જરા વધારે હાંફતો.

"એટલામાં એક સામાન્ય પુરુષને પગે કૈં ભીનું અને ગરમ લાગ્યાથી તેણે નીચું જોયું. પોતે લોહીના ખાબોચીઆમાં ઉભો છે અને તે ખાબોચીઆની શરુઆત પેલા કુતરા આગળથી થઇ છે એમ તેને જણાયું. આથી તેણે નીચા વળીને કુતરાને તપાસ્યો. કુતરાએ વિકટ હાસ્ય કર્યું—કદાચ તે ક્ષણભરના આનંદનું હાસ્ય હોય કે કદાચ પોતાને નાહક હેરાન શા માટે કોઇ કરતા હશે એમ ધારીને

દુઃખનું પણ હોય. લોકો બધા એકઠા થઇ ગયા અને બધા જોવા લાગ્યા ત્યારે જણાયું કે કુતરાને ગળચી આગળથી કોઇએ ઉંડો ઝખમ કર્યો હતો અને લોહી તેમાંથી વહેતું હતું. પેલા દુકાનદારને પુછવાથી તેણે અછડતો જવાબ આપ્યો કે કુતરો ત્યાં કલાકેકથી પડયો છે તો ખરો!

"એક વખત હું એક ગરીબ છોકરાને ઓળખતો હતો. આ છોકરો આપણે વાતોમાં વાંચીએ છીએ તેવો સુંદર દેખાવનો ગરીબનો છોકરો ન હતો, તેમજ તેની ભાષા પણ ગમે તેવા સરસ્વતીના ઉપાસકને ભુલાવે તેવી હતી. આ દશબાર વર્ષનો છોકરો તેની મા અને અને એક નાનું પાંચેક મહીનાનું છોકરું એમ ત્રણ જણ એક નાની અંધારી ઓરડીમાં રહેતાં હતાં. બાપનું શું થયું હતું તે મારા જાણ્યામાં નથી પણ ઘણુંખરું તે ધર્મના ઝનુનમાં સાધુ થઇને ચાલ્યો ગયો હતો. છોકરો ન્યુસપેપરો વહેંચવામાં મહીને છ સાત રૂપીઆ કમાતો હતો, અને મા અરચુરણ પરચુરણ કામ કરીને મહીને નવ દસ રૂપીઆ પાડતી હતી. પણ દુર્ભાગ્યે ઘણીવાર મા સવારે ઉઠતી ત્યારે ઓરડીની ચારે દીવાલો ગોળ ફરતી હોય તેમ જણાતું. દીવો નહીં હોય છતાં અનેક દીવા તેની આંખે જણાતા. આવા દિવસોએ મા કામ કરી શકતી નહીં એટલે આવક ઘટતી.

"ગરીબવર્ગના મનુષ્યો આજ પ્રમાણે શાંત નિરાશાભર્યા ક્રોધથી મરે છે એ મેં જોયું છે. ગરીબ ઘાંટા પાડીને પોતાનાં દુઃખ જણાવતાં નથી, પૈસાદારને પગલે પગલે ચાલીને તેમની વાહવાહ કરતાં નથી, પોતાને પાળનાર દ્રવ્યવાન્ ધનિકોના માનમાં ગીતો જોડી હારમોનીઅમ સાથે મોટા મેળાવડામાં ગાતાં નથી. આ ગરીબો તો જ્યાં સુધી મરી જાય અને પાછળથી તેમની ખરી હકીકત જણાય ત્યાંસુધી ગરીબ હતાં એ પણ કોઇને જાણ્યાં નહીં આવે તેવાં ગરીબ; શાંત મગરુર ગરીબ, પ્રભાતથી માડીને રાત પડે ત્યાં સુધી મોતં

અને દારિદ્રયની સામે ભયાનક યુદ્ધ આદરનાર ગરીબ તેમજ છેવટે જ્યારે તેમની કંગાલ ઓરડીમાં મૃત્યુ તેમના ઉપર વિજય મેળવે ત્યારે પણ દાંત પીસીને મૃત્યુ પામે તેવાં ગરીબ.

"એક દિવસ દીવાલોએ પોતાની ગતિ વધારી. દીવા હજારો જણાયા. કામ સદાને માટે છોડી દેવાનો વખત આવ્યો છે એમ માને જણાયું. "ભાઈ રવુ!" મા બહુ ધીમેથી અચકાતી બોલી, એટલું ધીમેથી બોલી કે રવુને છેક નીચા વળીને સાંભળવું પડયું. "મારી પથારીને છેડે જોજે. મેં પચીસ રૂપીઆ સીવી લીધા છે તે લેજે. તેમાંથી મને બાળવાનો ખર્ચ નીકળશે. વધે તો તારા ખપમાં લેજે. ગમે તે થાય પણ આ છોકરો કોઇને આપીશ નહીં અને કોઇની પાસે ભીખ માગીશ નહીં."

રવુએ વચન આપ્યું.

"બોલ કે ભલો ભગવાન્ મને મદદ કરશે." મા બોલી.

"ભલો ભગવાન્ મને મદદ કરશે." રવુ બોલ્યો.

"જગતમાં જે કાર્ય કરવાનાં હતાં તે કરી લીધાં, માનું વીલ પણ પોતાના જીવતાંજ છોકરા પાસે વંચાવી લીધું. મૃત્યુએ ઘા કર્યો. મા ગઇ."

"રવુએ વચન પાળ્યું. માને બાળી અને પછી પોતાનો સામાન એક ટોપલામાં લઇને એથી પણ અંધારી અને ગંધાતી ઓરડીમાં રહેવા ગયો."

"અઢાર મહીના છોકરું જીવ્યું. આ અઢાર મહીના રવુએ છોકરાંને કેવી રીતે રાખ્યું, પોતે પૈસા કેવી રીતે કમાયો એ તો ભલો ભગવાન્ જાણે! પણ આખરે તે છોકરું મૃત્યુ પામ્યું અને પંચકેસ કરતી વખતે પંચે છોકરાને પોતાના નાના ભાઇની બરાબર માવજત કેમ નહીં કરી એને માટે ઘણો ઠપકો આપ્યો!"

"વર્તમાનપત્રોને તે વખતે બીજો ખોરાક ન હતો એટલે એમણે એ વાત ઉપાડી લીધી. અનેક કાગળ લખનારાઓએ વર્તમાનપત્રોમાં

જુદાં જુદાં તખલ્લુસથી કાગળો લખ્યાં અને તેમાં કોઇએ સરકારને, કોઇએ ઘરધણીને, કોઇએ સુધારાને અને કોઇએ જુના વિચારવાળાઓને ખુબ ગાળો દીધી. વર્તમાનપત્રોએ ફંડો ખોલ્યાં અને સેક્રેટરીઓ ખજાનચીઓ વગેરે પણ નીમાઈ ગયા. ઘેર ઘેર કોલેજમાં ભણતા છોકરાઓ અને છોકરીઓ કુપનો લઇને ફરવા નીકળી પડયાં. કેટલાક નાટકવાળાઓ પોતાના નાટકો પણ પેલા છોકરા જેવા છોકરાઓને માટે અનાથાશ્રમ ખોલવાને માટે ભજવવા તૈયાર થયા. શહેનશાહ, સેક્રેટરી ઓફ સ્ટેટ તેમજ વાઇસરોયને તાર મોકલવાની હીલચાલ પણ થવા માંડી. સુધારા પરિષદમાં આવા કરુણ બનાવોનું મૂલ બાળલગ્ન અને સ્ત્રીકેળવણીની અછત છે એમ અનેક વક્તાઓએ કહ્યું. જુના વિચારવાળાઓની પરિષદમાં ધર્માચાર્યોએ અને તેમના ભાવિકભક્તોએ ભાર મૂકીને જણાવ્યું કે હજી પણ સુધારાવાળા નહીં સમજે અને એક ઉપર બીજી બૈરી કરવાની છુટ નહીં આપે, સ્ત્રીઓને ભણાવવાનું છોડી નહીં દે અને અંગ્રેજી પોષાકનો ત્યાગ નહીં કરે તો બહુ બુરો વખત આવશે. દારુનિષેધક સભાએ દારુની બદીના પરિણામ તરીકે આ દાખલો આપ્યો અને આખી સભા તે સાંભળતાં સાંભળતાં રડી. સ્ત્રીઓનાં જુદાં જુદાં મંડળોએ એકત્ર થઇને એક જાહેરસભા બોલાવી અને આખી પુરુષજાતિ ઉપર ઠપકાનો ઠરાવ પસાર કર્યો. આ ચળવળ લાંબી ચાલી હોત તો પેલા છોકરાને તેમજ બીજા એના જેવા છોકરાઓને કૈંક પણ ફાયદો થાત; પણ કમનસીબે એટલામાં પુરુષોત્તમ માસ આવ્યો એટલે ધર્માનુરાગીઓ મલ્લ જેવા બાવાઓને ખવડાવવામાં પડયા; સ્ત્રીઓને મત આપવા વિશેનું બીલ ધારાસભામાં આવ્યું એટલે સુધારાવાળાઓ અને સ્ત્રીઓ તેમાં રોકાઇ ગયાં. સમ્રાટની પધરામણી થવાની હતી તેની તૈયારીમાં છલ્કાબોના ભુખ્યા મશગુલ બની ગયા. ફંડ ફંડને ઠેકાણે રહી ગયાં. તે ફંડના ઉઘરાવનારાંઓ પાછાં પોતાના અભ્યાસમાં ગુંથાઇ ગયાં.

•

"મને તે છોકરાના પછીના જીવન બાબત માહીતી નથી એટલે ભલા ભગવાને ભવિષ્યમાં પણ તેને મદદ કરી કે નહીં તે હું કહી શકતો નથી."

રાતના બારેક વાગવા આવ્યા હતા એટલે નવલકથા વિશે વધુ વાદવિવાદ નહીં કરતાં અમે–સ્નેહવદન, ભાનુશંકર, કનૈયાલાલ અને હું સૌ સૌને ઘેર ઉપડી ગયા.

---

## પ્રકરણ ૬ : સમુદ્ર કિનારે

અમે ચાર મિત્રો–હું, કનૈયાલાલ, સ્નેહવદન, અને ભાનુશંકર જે મહાન નવલકથા લખવાના પ્રયાસમાં ગુંથાઇ ગયા હતા. તે નવલકથા વિશે ચર્ચા કરવા અમે અવારનવાર સાથે મળતા.

આવી એક સભા અમે સમુદ્ર કિનારે અમારા નાનકડા તંબુમાં મેળવી. ભાનુશંકરની મરજી એવી હતી કે નવલકથા જ્યાં સુધી પૂરી થાય નહિં ત્યાં સુધી આવી રીતે સભાના ઠેકાણું બદલવાંજ નહિં. કનૈયાલાલે એથી ઉલટું કહેલું કે નવલકથા લખવાની ખરી જગ્યાજ તંબુ કે આંબાવાડીયાં છે. જ્યાં સમુદ્ર ઘોર ગર્જના કરી રહ્યો હોય કે નદી શાંત રીતે વહેતી હોય આંબાવાડીયાંમાં કોયલ કૂજન કરી રહી હોય ત્યાંજ વિચારશક્તિ ખીલે અને ઉત્તમ સાહિત્ય રચાય. કનૈયાલાલે એક વખત અમને કહેલું કે એક ગંભીર વડલાની ડાળીએ 'હેમક' ટીંગાડીને હું એમાં સૂતો હોઉં, મોંમાં ઉત્તમ સીગરેટ કે સીગાર હોય, ઉપર ભૂરૂં ભૂરૂં આકાશ અને તેમાં ઝીણું ઝીણું વાદળાં હોય તો હું કહો તેવું ઉત્તમ પુસ્તક લખી નાખું." પણ આના ઉત્તરમાં સ્નેહવદને કહેલું કે "જો તમે પાંચ મીનીટથી વધારે 'હેમક' માં જાગતા રહો તો" એટલે એ અખતરો કનૈયાલાલે હજી સુધી કર્યો નથી એમ હું પોતે તો માનું છું.

સમુદ્રકિનારે તંબુમાં થોડો વખત રહેવું એ વિચાર સરલાનો હતો. એક વખત અમે અમારા મિત્રને ત્યાં આવા તંબુમાં રહી આવ્યાં હતાં એટલે સરલાને એ જીવન ઘણું ગમી ગયું હતું. ત્યાં દરેક વસ્તુ કેવી નાની નાની હોય! એક નાના ઓરડામાં રહેવાનું, એક નાના પલંગ ઉપર સૂવાનું, નાના રસોડામાં નાના ચુલા ઉપર નાના નાના વાસણોથી રાંધવાનું! "આવી રીતે તંબુમાં રહેવાથી જાણે આપણે ઢીંગલીઓની રમત રમતાં હોઇએ તેવું લાગે છે." આ પ્રમાણે સરલાએ તે વખતે કહેલું.

કદાચ એણે તે વખતે રમતમાંજ આ પ્રમાણે આપણને મનુષ્યોને ઢીંગલીઓ જોડે સરખાવ્યાં હશે; પણ વિચાર કરી જોઇએ તો જણાય છે કે અંદર કેટલું બધું સત્ય છે! ઢીંગલીઓ જેટલી તેમના માલિકની ઇચ્છાને આધીન છે તેટલાંજ આપણે મનુષ્યો વિધાતાને આધીન છીએ. મેળામાંથી તરત આવેલી ઢીંગલીઓનાં કેટલાં માન! હાથમાંથી કોઇ નીચે મૂકે નહિં, નવાં નવાં લુગડાં પહેરવાનાં મળે. થોડા દિવસ પછી કોઈ તોફાની છોકરૂં તેને લાત મારીને ફેંકી દે, કોઇ તેના હાથ પગ તોડીને ફેંકી દે અને પછી રખડતી રઝળતી કયાં ચાલી જાય તેનું પણ કોઇને ભાન રહે નહિં. આપણી અવસ્થા આથી કૈ રીતે સારી થાય છે?

અમે તંબુમાં રહેવાનો વિચાર કરતા હતા તે વખતે અમે કૈં કૈં કલ્પના કરી હતી. સરલા રાંધતી હોય તે વખતે હું તંબુની બહાર બેસીને લખું. જમ્યા પછી અમે બન્ને બહાર બેસીને કુદરતના અનેરાં સૌંદર્યનું પાન કરીએ, ચન્દ્રિકામાં સ્નાન કરીએ, ઘૂઘવતા સમુદ્રનું ઘેરૂં ગાન સુણીએ, પ્રભાતમાં ઉઠીને સરલા પુષ્પો વીણે તેમાંથી અમે વેણી ગુંથીએ, ટેબલ ઉપર ગોઠવીએ, આવા કૈં કૈં વિચાર કર્યા હતા.

આપણે જ્યારે નાના હોઇએ છીએ, જગતની કડવાશ ચાખી હોતી નથી અને મૃગજળનો કડવો અનુભવ કર્યો નથી હોતો ત્યારે

આપણે કેવા કેવા મહેલ ગંજીફાના મહેલ જેવા ચણીએ છીએ ? કેવાં કેવાં સ્વપ્નો નિરખીએ છીએ ! જ્યારે જ્યારે આપણે આવા તરંગોમાં મશગુલ બની જઇએ છીએ ત્યારે ત્યારે ભયાનક હાસ્ય કરતી વિધાતા હાથમાં ક્રુર ખંજર લઇને આપણી પછવાડેજ ઉભી હોય છે એ આપણે ભૂલી જઇએ છીએ. આરંભમાં આપણા સ્વપ્ન ખરાં પડતાં આપણને જણાય પણ છે અને તે સુખમાં આપણે ભવિષ્ય ભૂલી જઇએ છીએ. કોઇક વખત પણ જીવનદોરી તૂટશે એ વાતજ વિસરાઈ જાય છે. ખંજર ઉંચું થાય છે અને ક્ષણમાં મૃત્યુ એક ભોગ લઇ લે છે. સ્વપ્ન અધુરાંજ પૂરાં થાય છે. ગંજીફાના મહેલ ચણતાં ચણતાં તૂટી જાય છે. "તૂટયો મારો તંબુરાનો તાર રે, ભજન અધુરૂં રહ્યું રે—" આ પ્રમાણે જીવનમાં બધું અધુરૂં જ રહી જાય છે.

એક જુદા પ્રકારનું દ્રષ્ટાંત મને સાંભરે છે. એક ગરીબ છોકરી બળેવમાં ભાઇને રાખડી બાંધવા જાય તે દિવસે સારી ઓઢણી પહેરીને જવાય એટલા માટે પૈ પૈ પૈ કરીને પૈસા બચાવતી હતી. પૈસા ભેગા થઇ રહેશે અને ઓઢણી આવશે અને તે પહેરીને પોતે ભાઇને રાખડી બાંધવા જશે એ વિચારમાંજ સુખ માનતી નિર્દોષ છોકરી વિધાતાના કારમા ઝખમોથી અજાણી હતી, આખરે પૈસા પૂરા થઈ રહ્યા અને ઓઢણી પણ લેવાઇ. પણ બળેવને દિવસેજ ખૂબ વરસાદ આવ્યો એટલે રખેને ઓઢણી બગડે એવી બ્હીકથી તેણે તે પહેરી નહિં. પણ જૂનીજ તેણે પહેરી. પછી કું અડચણ નડયા કરી ને છેક બે વર્ષ પછીની બળવે તે પહેરવાનો વખત આવ્યો. વરસાદ પણ જરાય ન હતો. પણ ઓઢણી પહેરવા કહાડી ત્યારે જણાયું કે ઓઢણી તો છેક નાની પડી ગઇ છે એટલે આખરે તે દિવસે પણ બીજી જૂની ઓઢણી પહેરીનેજ રાખડી બાંધવા જવું પડયું.

જગતમાં આવુંય ઘણી વાર બને છે. એક વખત એક છોકરો અને છોકરી હતાં. તે ઉભય એકેકને અનન્ય પ્રેમથી ચાહતાં હતાં,

પણ તે વખતે વડીલોની ઇચ્છા જુદીજ હતી. તેમજ વડીલોની ઇચ્છા ઉપરાંત પરણાય તેટલા પૈસા પાસે હતા નહિં એટલે બન્નેયે મોટાં થઇને પછીજ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. છોકરાને પૈસા ભેગા કરતાં લાંબો વખત વહી ગયો; કારણ કે પૈસા ભેગા કરવા એ રમત વાત નથી. જેને આવે છે તેને એક દિવસમાં લાખ રૂપીયા મળી જાય છે; અને જેને નથી મળતા તેને આખી જીંદગી ગુમાવે છે તોપણ હજાર રૂપીઆ ભેગા થતા નથી. તેમ છતાં છેવટે પેલાએ પૈસા ભેગા કર્યા અને પેલી છોકરીને પરણવા આવ્યો. બન્ને જણ એકેકને જોઇને એકદમ ભેટી પડયાં નહિં, એકેકને ચુંબ્યાં નહિં. પેલી સ્ત્રી આટલાં વર્ષ એકલી રહી હતી એટલે તેને એકલાં, સ્વતંત્ર રહેવાની ટેવ પડી ગઇ હતી, અને પેલા પુરૂષને પૈસા કમાતાં એટલો શ્રમ વેઠવો પડયો હતો કે તે પણ પૈસા જેવોજ લાગણી વિનાનો થઈ ગયો હતો. થોડી વાર એ પ્રમાણે તેઓ બેસી રહ્યાં, બહુ સાધારણ વાત કરીને એકેકની તબીયતના સમાચાર એકેકે પૂછ્યા. પ્રથમ બન્નેને એકેકની સાથે લગ્ન ન કરવા દેવામાં આવ્યાં તેને માટે આટલું દુઃખ શાથી થયું હશે તેનો વિચાર કરતાં એકેકના સામું જોતાં થોડી વાર તેઓ બેસી રહ્યાં અને પછી બન્ને છૂટાં પડયાં ત્યારેજ બન્નેને સુખ લાગ્યું.

આ વખતે મને એક બીજી વાત પણ યાદ આવે છે. એક વખત એક ડાહ્યું તીડ અને એક મૂર્ખ કીડી પાસે પાસે રહેતાં હતાં. વસંતમાં ડાહ્યાં તીડે અનેક રીતે મોજમઝા ભોગવી. કાળનો વિચાર કર્યા વિના મસ્ત થઇને જીવન માલ્યું. પણ એટલામાં ગ્રીષ્મ રૂતુ આવી. પોતાનું મોત પાસે આવ્યું છે એમ તીડે જાણ્યું ત્યારે પોતાને બહુ આનંદ થયો. પોતાના જીવનનો બરાબર ઉપયોગ કરી લીધો છે અને જે જે લ્હાણુ લઇ શકાઇ તેટલી લીધી છે એવું જાણ્યાથી તેને સંતોષ થયો, અને એક પાંદડાં નીચે જઇને હિંમતથી મૃત્યુને શરણ થયું. એક મોટાં પક્ષીએ આવીને તેને પોતાના પેટમાં ઉતારી દીધું.

જ્યારે આ પેલી મૂર્ખ કીડીએ જોયું ત્યારે તેને બહુ ગર્વ થયો અને ફૂલાઇને ગર્વિષ્ઠ વચનો તેણે કહાડવા માંડયાં. "હું ઉદ્યોગી અને કરકસર વાળી છું તે કેવું સારૂં! જ્યારે આ ઉડાઉ તીડ અહિંથી તહિં ઉડયા કરતું હતું અને જીંદગીની મોજ માણતું હતું ત્યારે મેં કેટલો શ્રમ વેઠીને મારૂં ઘર બનાવ્યું અને તેમાં જુદી જુદી જાતનું અનાજ ભર્યું. હવે હું નિરાંતે ઘરમાં બેસીને ભરી રાખેલું અનાજ ખાઇશ."

પણ આટલું એ બોલી રહી એટલામાં વાડીમાં કામ કરતો માળી હાથમાં પાવડો લઇને આવ્યો અને તેણે પેલી કીડીનુ દર પાવડાથી પૂરી નાખ્યું અને કીડીને પણ પગથી ચગદી નાખી. પેલાંજ પક્ષીએ આવીને તેને પણ ઉપાડી લીધી અને પોતાના પેટમાં ઉતારી દીધી આ હકીકત ઉપરથી પછી તે પક્ષીએ 'છે સમય ત્યારે વીણો, પુષ્પો મધુરાં ગુલતણાં" નામનું એક સુંદર કાવ્ય ગાયું. પક્ષીઓની ભાષા જાણનાર અને તેમના હૃદયના ભાવની કદર કરનાર એક કવિએ આ કાવ્ય સાંભળી લીધું અને તેણે તે લખીને પ્રસિદ્ધ કર્યું.

પણ દુર્ભાગ્યે વિધાતા આપણને ગુલાબ ચુંટવાનો વખત આપતી નથી. આપણે ચુંટવા જઇએ ત્યારે "હમણાં બીજું કામ કરો. તે કામમાંથી પરવારીને પછી જોઇએ તેટલાં ગુલાબ એકઠાં કરજો" આવું કહીને આપણને બીજાં કાર્યોમાં ગુંથી દે છે. જગતના કાયદા આપણે જાણતા હોઇએ છીએ તો જાણીએ છીએ કે ઘણું ખરૂં તો આપણે કામમાંથી પરવારવાનાજ નથી; પણ કદાચ પરવારશું તો તે વખતે ગુલાબ બધાં કરમાઈ ગયાં હશે.

અમારે જે વખતે તંબુમાં જવું હતું તે વખતે અમને વિધાતાએ જવા નહિ દીધાં. તે વખતે ગયાં હોત તો કોઇ પણ પ્રકારની અડચણ નહિં આવત. પછી આખરે બીજી વખત જ્યારે જવાનું નક્કિ કર્યું ત્યારે જઇ શકાયું. અમે ઘેર આવીને તરત રવીને આ બાબત

કહી. રથી કોઇપણ વિષયમાં અજાયબી તો બતાવતીજ નહિં. આમાં પણ જ્યારે સરલાએ આનંદથી કહ્યું કે "રથી, તું જાણે છે? આપણે દસ પંદર દિવસ તંબુમાં રહેવા જવાનાં છીએ" ત્યારે પણ રથીએ બિલકુલ અજાયબી બતાવી નહિં. અમારે ત્યાં રથી પાંચ વર્ષ રહી એટલા વખતમાં પણ એણે કોઇ વખત કોઇપણ વિષય સંબંધી અજાયબી બતાવી નથી. રીતભાતમાં તે બહુ વિનયી હતી, છતાં પણ એના હાવભાવ ઉપરથી એમજ જણાતું હતું કે તે મને અને સરલાને નાનાં બાળકજ ગણે છે અને અમે માત્ર છોકરાંઓની માફક વરવહુની રમતજ રમીએ છીએ એમજ તે ધારે છે. પાંચ વર્ષ પછી જ્યારે રથી પોતાના ધણી સાથે કોઇ બીજાને ત્યાં રહેવા ગઇ અને અમે પણ એક 'બેબી'ના માલિક થયાં ત્યારે પણ તેની આ વર્તણુંક બદલાઇ નહિ. અમે રમતમાં માત્ર એક પગથીયું આગળ વધ્યાં છીએ અને 'વરવહુ'ને બદલે 'મા બાપ'ની રમત રમીએ છીએ એમજ તે દેખાડતી અને માનતી.

કૈંક વિચિત્ર રીતે તેણે આજ જાતની લાગણી 'બેબી'માં પણ ઉતારી દીધી હતી. એક પ્રસંગ મને હજી પણ યાદ છે. એક વખત સરલા 'બેબી'ને નાની બાબાગાડીમાં બેસાડીને ફરવા લઈ જવાનો યત્ન કરતી હતી. બેબીની ઇચ્છા ઘરમાંજ રહેવાની હતી. સરલાએ આખરે સમજાવતાં સમજાતાં કહ્યું. "બબુ મમ્મા સાથે ફરવા આવવું નથી? બબી તો મમ્મા સાથે બ્હા બ્હા જાય છે!"

"બબા મમ્મા સાથે બ્હા બ્હા જવાને ખુશીજ નથી." બેબીએ ચીસ પાડતાં (અલબત્ત, પોતાની ભાષામાં) કહ્યું. તમારાં જેવાંની સાથે ફરવા આવીને મારે હાથ ટાંટીયો ભાંગવો નથી."

બિચારી સરલા! આથી તેને બહુ લાગી આવ્યું હતું. આવડાં નાનાં છોકરાંમાં પણ તેને માટે વિશ્વાસ નહિં એ તેને બહુ લાગ્યું. પણ આખરે બન્યું પણ તેમજ. ફરીને પાછાં આવતાં ગાડી ઉંધી પડી અને બેબી રસ્તામાં ગબડી પડયું.

પણ આ તો વળી જુદી કથા છે એટલે તે વિશે અહિં બોલવું એ અસ્થાનેજ ગણાય. જે તંબુ અમે લીધો હતો તે તંબુ વેચનારે અમને તે "નાનો સરખો, મોટોય નહિં તેમ નાનોય નહિં એવો" એમ કહીને આપ્યો હતો. અમે જ્યારે એને વેચવા કહાડયો ત્યારે તે લેવા આવનાર ધણીએ તેને વિશે 'આના કરતાં તો બાવાજીની છત્રી પણ મોટી હોય છે' એમ કહ્યું હતું.

અમે રહેવા ગયાં તે વખતે પહેલાં તો સરલાને આ તેનું નાનું કદ બહુ ગમી ગયું હતું. સુવાના ઓરડામાં જો તમે ભૂલમાં ઉભા થઇ જાઓ તો તમારૂં માથું અફળાઇ જાય એવી સ્થિતિ સરલાને આનંદ ઉપજાવતી હતી. પણ રઘીને તો એ વિશે કશું પૂછવા જેવુંજ ન હતું. એને એનો સુવાનો ઓરડો બતાવ્યો એટલે એણે એનું નાનું કદ જોઇને કહ્યું. "આ તો સારૂં થયું કે તળાઇમાંથી ગબડીને બહાર જવાય નહિ–જગ્યા હોય તો જવાય કેની."

"રઘી, ઘણું ખરૂં તો આપણે બહાર ખુલ્લાંમાંજ રહીશું" સરલા બોલી.

"બહુ સારૂં." રઘીએ ઉત્તર આપ્યો.

આ પ્રમાણે ખુલ્લામાં રહેવાનુ બની શકયું હોત તો બહુ સારૂં, પણ વરસાદના અચાનક અને અણધાર્યા આગમનથી એ વિચાર મનમાં ને મનમાંજ રહી ગયો, અઠવાડીયાંમાંથી છ દિવસ ધોધમાર વરસાદ પડયા કરે એમાં માણસો અને તે પણ તંબુમાં રહેવાની ધૃષ્ટતા કરનાર માણસો આનંદ શી રીતે લઈ શકે ? વરસાદની રૂતુ નહિં તેમાં વરસાદ આવે અને તે પણ અમે આશરે બે અઠવાડીયાં તંબુમાં રહ્યાં હોઇશું એમાંથી કોઇકજ દિવસ ખાલી થઇ જાય એટલે અમારી શી સ્થિતિ થઇ હશે તે સહજમાં કલ્પી શકાય તેવું છે. અલબત્ત, અમે ત્યાંથી કંટાળીને પાછાં અમારાં ઘરમાં રહેવા ગયાં ત્યાર પછી વરસાદ બંધજ થઇ ગયો હતો !

સવારના અમારાં બિછાનાં ભીનાં થઈ ગયાં હોય એટલે ઉઠવું પડે. ઉઠીને જેટલે જેટલે ઠેકાણે પાણીના ધોધ પડતા હોય તેટલે ઠેકાણે વાસણો મુકવાં. વાસણો પાણીથી ભરાય એટલે તે પાણી ઢોળી આવવું. તે અરસામાં આપણા પોતાના લુગડાં પણ બદલવા જેવાં થઈ રહે અને ખીટીએ મુકેલાં લુગડાં પહેરવાં જઈએ એટલે જણાય કે આપણે પહેરેલાં છે એના કરતાં પણ એ તો વધારે ભીંજાઈ ગયેલાં છે !

બપોરે સાધારણ રીતે વરસાદ વધારે ધોધમાર આવતો. અમે એક ઓરડામાંથી બીજા ઓરડામાં પાણીની રેલ બચાવવા દોડતાં અને થોડી થોડી વારે ટુવાલે ડીલ લુછતાં. અમે ત્યાં જે થોડો વખત રહ્યાં તેટલામાં કેટલાંક અમારાં સગાંઓ પણ સહેલ કરવા ત્યાં આવી ગયાં હતાં. તેમણે પણ તંબુ અને સમુદ્રની મજા ચાખી. આવતાં તેજ તરબોળ થઈને તે આવતાં એટલે અમે એક ઓરડામાં તેમને રાખીને મારા અને સરલાનાં કપડાં બદલવા માટે આપતાં. અમે બન્ને પાતળાં અને ઠીંગણાં એટલે પહેરનારને કુદરતી રીતેજ અગવડ ઘણી પડે; તેમાં ઉભાં થઈને પહેરવા જાય તો માથામાં તંબુનાં લાકડાં વાગે એટલે આ બે ક્રિયામાંથી તેઓ પતે તે પહેલાંજ તેમને અમારા ઉપરનો, તંબુ ઉપરનો અને સમુદ્ર ઉપરનો મોહ ચાલ્યો જતો.

તેઓ બહાર નીકળે ત્યારે અમે, જો વરસાદ નહિ આવ્યો હોત તો તેમને માટે કેવી કેવી મજા તૈયાર રાખત તે વિશે તેમને સમજાવતાં એટલે તેમને વધારે રીસ ચડતી. તે પછી બિલકુલ બોલ્યા ચાલ્યા વિના અમે એકેકની સામે જોયા કરતાં. સ્ટવની ગરમીથી તેમના કપડાં સુકાઈ રહેતાં એટલે એ લોકો પાછાં જવાની ઉતાવળ કરતાં. પાછાં ઓરડામાં જઈને માથાં કુટાતાં જતાં અને તેઓ કપડાં બદલતાં અને પાછાં પોતાને ઘેર તો તરબોળ અવસ્થામાં જ જતાં. ઘેર જઈને અમારે માટે શા શા શબ્દો વાપરતાં હશે એ જાણવાને તો અમારી પાસે કશું સાધન ન હતું એટલે નક્કી કહી શકાય નહિં; પણ સ્વાભાવિક રીતે તે વિશે અમે કલ્પના તો કરી શકતાં.

તેમના ગયા પછી બેએક દિવસે તેમના તરફથી કોઇએ લખેલા કાગળો અમને મળતા જેમાં એમની તબિયતના સમાચાર ગુસ્સાથી ભરેલી ભાષામાં તેઓ જણાવતા હતા. કોઈક કોઈક કાગળમાં તો એટલે સુધી જણાવેલું કે જો એમાંના કોઇ મરી જશે તો અમને તરત ખબર આપવામાં આવશે ! મનુષ્યોમાં ઉપકારની લાગણી જ આવા પ્રકારની હોય છે !

આવી રૂતુમાં અમને ગમતનું કશુંજ સાધન ન હતું; માત્ર કેટલાંક હિંદુ અને પારસી કુટુંબો ભૂરાં આકાશથી લલચાઇને ફરવા આવતાં તેમને જોઇને અમને કૈંઇક શાંતિ મળતી. તરેહવાર ફૅશનબલ કપડાં પહેરીને સમુદ્ર કિનારે આવ્યાં હોય ત્યાં જરા પણ ચેતવણી આપ્યા વિના એકદમ તોફાન સાથે વરસાદ તુટી પડે ત્યારે છત્રી જેવી વસ્તુ પણ પાસે નહિં હોય તેવાં મનુષ્યોની સમુદ્ર કિનારા જેવી ખુલ્લી જગ્યામાં શી સ્થિતિ થાય તે તરત સમજી શકાય તેવું છે. એકદમ જ તેમનો સ્વભાવ બદલાઇ જતો. તેમનામાંથી સ્નેહ, મમતા, વાત્સલ્ય વગેરે ગુણ પાણીની માફક સરી પડતાં. એકેકની સામે ધુરકાધુરકી, છોકરાંઓ પ્રત્યે ઝાંસા, પુરૂષોના સ્ત્રીઓને માથે વાંક ઢોળી પાડવાના યત્ન, સ્ત્રીઓના પુરૂષોને મ્હેણાં, વગેરે જોનારને અને સાંભળનારને બહુ આહ્‌લાદ આપતાં અને અનેક દુ:ખમાં સુખ સમાન થઇ પડતાં.

પણ જે બેચાર દિવસ અમને તોફાન નડયું નહિં તે બેચાર દિવસનો અપૂર્વ આનંદ બીજા દિવસોનું વ્યાજ વાળી નાંખે તેવો હતો.

ચન્દ્રનો પ્રકાશ, ધીરા, ગંભીર સમુદ્રપટ ઉપર પડતો સમુદ્રના પાણીને ચળકાવતો હતો. વિશાળ સમુદ્રના ઉછળતા નાના તરંગોને ચુંબન અર્પતો અનિલ વૃક્ષના પાંદડાંને નૃત્ય કરાવતો અમારા તંબુને આંગણે પ્રેમગીત ગાતો હતો. સરલા અને હું એકેકની આંખમાં પ્રેમની જવાલા નિરખતાં આ જગતમાં સ્વર્ગ જોતાં.

પણ આ ક્રુર જગતમાં આ સુખ કેમ ટકે ? આ અનેરો પ્રેમ ક્ષુદ્ર દુનિયા કેમ જીરવી શકે ? શું મનુષ્ય કે શું જડ વસ્તુ સંપુર્ણતા

પ્રાપ્ત કરે એટલે કરમાવાનું જ. પુષ્પ સંપૂર્ણ ખીલે તે કરમાવાનેજ. મનુષ્ય સંપૂર્ણ સુખ પ્રાપ્ત કરે તે ખોવાને જ. સંસારમાં સામાન્ય જ ટકે છે, અસામાન્ય કે અસાધારણ નહિં. કર્મવાદીઓ, તત્ત્વવેત્તાઓ કે રસાયનશાસ્ત્રીઓ ગમે તેમ કહે પણ મને તો લાગે છે કે કુદરત અને જગત, બન્નેય અદેખાં છે; તેમનાથી કોઇ વસ્તુ કે કોઇ મનુષ્ય સંપૂર્ણ સુખ પ્રાપ્ત કરે તે ખમાતું જ નથી.

ત્યાં એક વિચિત્ર જાતનું પક્ષી હતું તે અમને અને બીજાં પક્ષીઓને આખી રાત હેરાન કરતું. તેનો અવાજ પણ બહુ જ વિચિત્ર અને કર્કશ હતો. મરઘીએ તો પહેલાં પહેલાં એ એક જાતનું એલાર્મનું ઘડિયાળ છે અને તે કોઈક ઠેકાણે વાગે છે એમ જ જાણ્યું હતું. આથી તે બિચારીએ તો અમારી આગળ ફરિયાદ કરેલી કે "આ જાતનું એલાર્મનું ઘડિયાળ આખી રાત કોણ વગાડયા કરે છે ? અને એમાં તે તેલ પણ કેમ પુરાવતો નથી કે કાનને જરા ઓછું ખરાબ લાગે !"

આ પક્ષી પોતાનું સંગીત અંધારૂં થવા માંડે એટલે શરૂ કરતું. બિચારાં બીજાં પક્ષીઓ જે વખતે ખાઈપીને સૂવાની તૈયારી કરતાં હોય તે વખતે જ તેને જાગૃતિ આવવા માંડશે. ને ગયે જન્મે એ નાટકવાળો હશે કે રેલ્વેમાં નાઇટ ડયુટી કરનાર સ્ટેશન માસ્તર હશે એમ મને તો લાગે છે.

એ પક્ષીના માળા પાસેના ઝાડમાં એક ચકલીનું નાનું કુટુંબ રહેતું હતું. પેલાં પક્ષીનું સંગીત શરૂ થાય એટલે તરત જ ચકલી ચીડાઇને કહેતી. "આ મુ—એ પાછું ગાવાનું શરૂ કર્યું. એને આખો દિવસ જાય છે ત્યારે ગાતાં શું થાય છે કે અત્યારે જ જીવ ખાય છે !" ( અલબત્ત, ચકલી આ પોતાની ભાષામાં જ બોલતી હતી; પણ એનું ભાષાંતર કરીએ તો ઉપર જણાવ્યા પ્રમાણે જ થાય એવી મારી ખાત્રી છે. )

થોડીવારમાં પેલાં પક્ષીના સંગીતના ઘોંઘાટથી પેલી ચકલીના બધાં

બચ્ચાં ઉંઘમાંથી ઉઠીને શોરબકોર કરી રહે એટલે ચકીનો મિજાસ હાથથી જતો.

"તમારે આ પાપીને કશું કહેવું છે કે નહિં ?" ચકી પોતાના ધણીને કહે. "આટલું ધીંગાણું થાય ત્યારે બિચારાં છોકરાં સુએ કેમ ? જાણે લાકડાં વહેરાતાં હોય તેવી જગ્યામાં રહેતાં હોઇએ તેમ લાગે છે !"

આ ઠપકાથી ચકલો આંખ ચોળતો માળામાંથી ડોકું બહાર કહાડીને નમ્રતાથી કહેતો "અરે ભાઈ! હવે જરા તમે કાલે સવારે ગાવાની પ્રેકટીસ કરો તો કેમ ? મારી વાઇફ કહે છે કે છોકરાંઓ ઉંઘી શકતાં નથી. તમે બંધ કરો તો સારૂં.'

"તું તારી બૈરીને જ જરા બંધ રાખ. આખો દિવસ કોઇ પડોશીને જંપવા દેતી નથી, છતાં પાછી રાતે ઉંઘતી નથી અને નકામી ટકટક કર્યા કરે છે તે." આટલું બોલીને પેલા ભાઇ વધારે સુરાવટ ચલાવતા.

એટલે વળી એક પાસેના ઝાડ ઊપરથી એક કાબર બોલતી. "એ વાતમાં સમજે તેવો નથી—લાતમાં સમજે તેવો છે. હું મરદ હોત તો એને બરાબર પાંશરો કરત" ( આ કટાક્ષ પોતાના પતિ પ્રત્યે હતું એમ તરતજ જણાતું. )

"હારે બાઇ પંચાતી જ ત્યાં છે ને" પેલી ચકી બોલતી. "હું એમને એજ કહું છું, પણ સાંભળે મારી બલા. આરામ વગર હું અને મારાં છોકરાં મરી જઇશું પણ એમની ઉંઘ ઉડવાની નથી કે એમનાથી કશું કહેવાવાનું નથી."

"એ બાબતમાં તમે એકલાં દુઃખી નથી" પેલી કાબર જરા લહેકાથી બોલતી. "ઘેર ઘેર માટીના ચુલા છે. બહેન અમારે ત્યાંનાય જુઓને, બોલે છે કશું ?" પછી વળી કેંક નિરાશાથી બોલતી.' "પણ વાંક આપણા નસીબનો બહેન કે આપણા ધણી આવા નમાલા નીકળ્યા ! બૈરાં થઇને ઘર સાચવતા હોય તોયે ઠીક કે આપણને જરા

રાહત મળે." મેં આ પછી ધ્યાનથી સાંભળવાનો યત્ન કર્યો હતો. પણ કાબરના પતિજીને કે ચકલાને આવા કટાક્ષોથી જરા પણ અસર થઇ હોય તેમ જણાયું નહિં. ઉલટું બન્નેએ નસકોરાં બોલાવવાના ઢોંગ કરવા માંડયા. બિચારા બીજું શું કરે ! રોજના ખાસડાં ખાઇ ખાઇને ટેવાઇ ગયેલા એટલે એમને ઝાઝી અસર શી રીતે થાય ?

આપણા સંસારમાંય આવા ધણીનો ક્યાં ટોટો છે ? બહાર આખા ગામને બનાવી આવતા હોય પણ ઘેર આવે ને જ્યાં પત્નીજીનો ઘાંટો સંભળાય કે "કેમ, આ તહેવારને દિવસે પણ ક્યા સગલાઓને ત્યાં ભટકવા નીકળેલા ? ઘેર છોકરાંઓનેય યાદ કર્યાં ? એ બિચારાં તો મોટાભાઇ મોટાભાઇ કહીને અડધાં અડધાં થઇ ગયાં પણ તમને એમ થયું કે એમને બહાર સાથે લઇ જઇએ ! પણ શી રીતે લઇ જવાય ? એટીકેટમાં વાંધો આવે કેની ! આવાં કદરૂપાં છોકરાંઓ તે સાથે શોભે ! પેલા સગલાને ત્યાં મઉડાની માફક બેસી ગયા તે વખતે એમ વિચાર આવ્યો કે પેલી બિચારી રાંધીને વાટ જોતી બેસી રહી છે ! ઘરમાં ભઠીયારણ રાખેલી છે એટલે કોઇને શી ફીકર કે ચિંતા ? નાની વહુને એક દિવસ માથું દુઃખે અને બીજે દિવસે તાવ આવે એટલે ધણીના ઓરડામાંજ ભરાઇ રહે અને નણંદો તો બિચારી સાસરેથી જ થાકીને આવી હોય એટલે એમને તો આરામ જોઇએ. રહી એકલી મુ—ભઠીયારણ હું," ત્યારે આ સિંહ જેવી છાતીવાળા પુરૂષોની બિચારાની શી સ્થિતિ થાય છે તે આપણે સૌ કોઇ જાણીએ છીએ, ત્યારે આ અશક્ત ચકલા અને કાબરના પતિ પ્રત્યે આપણને હાસ્ય કરવાનો શો હક્ક છે ?

એટલામાં એક મશ્કરીખોર નાનું પક્ષી એક ખુણેથી બોલી ઉઠતું. "ભાઇ, જરા જોરસે હોને દો, બોત અચ્છા લગતા હય." વળી બીજી તરફ બેઇને મોટેથી બોલતું. "બિચારો એમજ જાણે છે કે પોતાને તાનસેન જેવું ગાતાં આવડે છે ! શો સુરીલો ઘાંટો છે !"

એટલે વળી એક બીજું પક્ષી બીજે ઠેકાણેથી બોલી ઉઠતું. "એ તો કોયલનું અનુકરણ કરે છે. સંગીત જરા બહુ ઉંચું છે, એટલે આપણને કોઇ ભેંસ ગાતી હોય એમ લાગે છે."

આથી બધાં આસપાસના પક્ષીઓ હસી પડે છે એટલે પેલા ગાનારની તામડી ગરમ થઇ જાય છે અને વધારે જોરથી ગાવા ગાંડે છે. એટલામાં એક મોટો, ધરડો, ચીરડાઉ કાગડો ઉંઘમાંથી જાગી ઉઠે છે અને માળામાંથી બહાર આવીને કહે છે. "સુવર! ક્યારનો ગધેડાની માફક ભુંકયાં કરે છે તે બંધ રહેવું છે કે નહિં? જો હવે ફરીથી ધાંટો પાડયો તો આવીને ડોકજ મરડી નાખીશ."

આ ધડાકાથી એકદમ પેલું પક્ષી પોતાનું ગાયન બંધ કરી દે છે અને પાએક કલાક સુધી સર્વત્ર શાંતિ ફેલાઈ રહે છે. પેલો કાગડો એટલી વારમાં પાછો ઉંઘી જાય છે એટલે વળી પાછું પેલાં પક્ષીનું સંગીત શરૂ થાય છે.

## પ્રકરણ ૭ : મનુષ્ય સ્વભાવ.

મનુષ્ય કોઇ દિવસ સુધરે છે? મનુષ્યનું ચરિત્ર કોઇ દિવસ બદલાય છે? પ્રખ્યાત ફ્રેંચ લેખક બૅલઝાક કહે છે કે તે નથી સુધરતો—તેનું ચરિત્ર નથી બદલાતું, હું એ મતને મળતો થાઉં છું.

હું જ્યારે નાનો હતો, સંસારથી અજાણ્યો હતો અને મારા કરતાં મોટાં મનુષ્યો—જે મારા કરતાં વધારે ડાહ્યાં અને સમજુ છે એમ પોતે કહેતાં—તે કહેતાં કે મનુષ્યો સુધરે છે, સુધરી શકે છે, ત્યારે હું એ માનતો. સુધરી ગયેલાં મનુષ્યો મને વારંવાર બતાવવામાં આવતાં; અમારૂં ગામ સુભાગ્યે કે દુર્ભાગ્યે એવાં સુધરી ગયેલાં મનુષ્યોથી ભરપૂર હતું. આ બધાં મનુષ્યો, બધાંના કહેવા પ્રમાણે અને પોતાના કહેવા પ્રમાણે પણ, તેમની જુવાનીના વખતમાં હદ બહારનાં બદમાશ હતાં. અને પછીથી એટલાજ પ્રમાણમાં—સામેના મનુષ્યોને ચીડ ચડે તેટલા પ્રમાણમાં—સદ્‌ગુણી થઇ ગયાં હતાં. આ જાતના સુધરી ગયેલાં મનુષ્યોમાં બે વર્ગ હતા; એક ગરીબ સ્વભાવનાં અને બીજાં સામાવાળાને વારંવાર ઉપદેશ આપીને કંટાળો આપનારાં. તેઓ એમની આ સુધરી ગયેલી સ્થિતિમાં સુખી હતાં એમ તેઓ કહેતાં અને હું તે માનતો; પણ સાથે મને એમ પણ લાગતું, કે જો આજ સ્થિતિ એમને સુખકર લાગે છે, તો એમનું ગતજીવન તો ખરેખર ભયાનકજ હશે.

તેમાં એક પાતળો, ઘસાઇ પીસાઇ ગયેલો ઘરડો પુરૂષ હતો. આ પુરૂષ એની જુવાનીમાં ઘણોજ બદમાશ હતો એમ મને કહેવામાં આવ્યું હતું. તેની બદમાશી કેવી હતી અને શી હતી તે તો હું છેવટ સુધી જાણી શકયો નહોતો. હું જેને જેને પુછતો તે તે એમજ કહેતાં, કે " અરે, એ તો બહુ બદમાશ હતો." આથી મને ખરૂં જાણવાની જીજ્ઞાસા વધતી. તે કૈં નહીં તો ચાંચીઓ અને ખૂની તો હશેજ એવી તેની બદમાશીની વાતો સાંભળીને મારી ખાત્રી થતી. આ ખાત્રીને લઇને મને તેનાથી ભય ઉત્પન્ન થતો હતો, તેમજ તેને માટે માન પણ થતું હતું.

ગમે તેમ હો, પણ આ તેના જીવનમાંથી તેને તેની સ્ત્રીએ બચાવ્યો હતો. આ સ્ત્રી, અલબત, ઘણીજ કદરૂપી, ઉંચી અને કર-વતના જેવા ઘાંટાવાળા હતી, અને ઘણી ધર્માત્મા ગણાતી.

એક દિવસ પેલો માણસ કૈં કામ પ્રસંગે અમારે ત્યાં આવ્યો, અને હું અને તે થોડોક વખત એકલા મળ્યા. આવી તક મળતાં મેં એની બદમાશી જાણી લેવાનો યત્ન કર્યો. મેં એને વિનયથી પુછ્યું. " બધાં લોકો એમ કહે છે કે તમે એક વખત ઘણાજ બદમાશ હતા. એ વાત ખરી ?"

આ શબ્દોથી એને માઠું લાગવાને બદલે એના મુખ ઉપર જરા અભિમાનની મેં રેખા જોઈ. તેથી મને બહુ આશ્ચર્ય થયું.

" હા, ભાઇ, હા," તે કૈં ગર્વથી બોલ્યો. " હું તો તે વખતે એક નંગ હતો."

તે વખતે નંગનો અર્થ સારો છોકરોજ થાય છે એમ હું જાણતો હતો, એટલે તેને આવા અર્થમાં પણ વાપરવામાં આવતો હતો તે જાણીને હું અજબ થયો. મેં તેને પાછું પુછ્યું: " પણ તમે હવે તો સારા છો કેની ?"

તેના મુખ ઉપરનું અભિમાન અદ્રશ્ય થઇ ગયું, તેનો ગર્વ ગળી ગયો; તે પડી ગયેલે ચહેરે બોલ્યો. " હા, હવે તો કૈં મારામાં ખામી જેવું જણાતું નથી."

" અને તમારી ધણીઆણીએજ તમને સુધાર્યા, ખરૂં ને ?" મેં પૂરેપૂરો ખુલાસો લેવાનોજ વિચાર કર્યો હતો, એટલે પુછ્યું.

ધણીયાણીનું નામ સાંભળતાંજ તેના મુખ ઉપર અજબ જેવો ફેરફાર થઇ ગયો. તેણે પહેલાં આસપાસ જોઇને ખાત્રી કરી લીધી કે બીજું કોઇ સાંભળે છે કે નહીં. તે પછી તેણે ધીમેથી પણ અતિશય ધિક્કારથી અને લાગણીથી મારા કાનમાં કહ્યું: " જો મારૂં ચાલે તો એની ચામડીજ ઉતરડી નાખું, ચામડીજ કહાડી નાખું."

આ વાક્યો સાંભળતાંજ મને મનુષ્યો સુધરી શકે છે એ સિદ્ધાંત અસત્ય જણાયો. તે વખતે હું નાનો હતો. હવે હું મોટો છું, તેમ છતાં પણ હજી હું મારા એ મતનેજ વળગી રહ્યો છું.

સ્વભાવ-પછી તે મનુષ્યનો હોય કે બીજાં પ્રાણીઓનો હોય-સુધરવાને માટે રચાયલોજ નથી. તેનો તમે વિકાસ કરી શકો, કે તો તેને તમે દબાવી શકો, પણ તેને સુધારી કે બદલાવી તો નહીંજ શકો.

તમે એક વાઘને બચપણથી ઉછેરીને મોટો કરો. સાદડી ઉપર બેસાડીને તમે ને દુધ પાયા કરો. જ્યાં સુધી એતે પ્રમાણે તેને બેસ- વાની સાદડી અને પીવાંને જોઇએ તેટલું દુધ મળ્યા કરે, ત્યાં સુધી તે પાળેલા કુતરાની માફક વર્ત્તશે; પણ આખરે એ વાઘજ રહેવાનો. કોઈ પણ વખત એને લોહીનું ટીપું મળ્યું કે એનામાં વાઘના ગુણજ આવવાના, અને એના બચ્ચાં પણ વાઘજ રહેવાનાં.

તેજ પ્રમાણે તમે એક વાંદરો લો, અને હજારેક પેઢી સુધી તેને તમે સુધારો, તો ધીમે ધીમે તેની પુંછડી અદ્રસ્ય થઇ જશે, અને સારી જાતનો વાંદરો ઉત્પન્ન કરી શકાશે. વળી તે સારી જાતના

વાંદરામાં પાછા હજારો પેઢીઓ સુધી વિકાસ કરતા જઈએ તો અનંતતાના રજકણોમાંથી તે આત્મા પ્રાપ્ત કરશે. આ આત્માની મદદથી તે પોતાના વાંદર સ્વભાવને જેમ તેમ કરીને થોડા ઘણો કાબુમાં રાખશે.

પણ તેમ છતાં તેનો અસલનો સ્વભાવ ત્યાં છેજ–હોવાનોજ; અને થોડે થોડે વખતે જ્યાં તક મળી એટલે એજ સ્વભાવ પાછો સંપૂર્ણ રીતે ખીલી નીકળવાનો. દૃષ્ટાંત થોડાં નથી. હમણાનો જગતનો મહાવિગ્રહ, કોંગોના રબરના ઉદ્યોગને લઇને ગુજરતા જુલમ, જાલિઆનવાળા બાગનો કરપીણુ, હૃદયદ્રાવક બનાવ; આ બધાં આ સિદ્ધાંતના સત્યની સાક્ષી પુરે છે.

આવી તક મળતાંજ મનુષ્યો પોતાના અસલ સ્વભાવમાં આવી જાય છે, અને લોહીથી ખરડાયેલા હાથ સંતોષથી જુએ છે, અને ઝાડ સાથે બાંધીને સીધીઓને સળગાવીને આસપાસ ભીષણ નૃત્ય કરે છે.

હું એક માણસની હકીકત જાણું છું. તે મહા દારૂડીઓ હતો. તેના મિત્રોની કે કોઇની પણ સલાહને ગણકાર્યા વિના તે દારૂ ઢીંચ્યા કરતો. મને દારૂ છોડવાનું કો ખાસ કારણ મળશે તો હું છોડી દઈશ, પણ ત્યાં સુધી તો હું પીધાજ કરીશ, એ પ્રમાણે એ કહેતો. આ પ્રમાણે લાગલાગટ દશ વર્ષ સુધી તે કોઇ પણ દિવસ દારૂના ઘેન સીવાય રહ્યો ન હતો.

ત્યાર પછી તેને કો ખાસ કારણ મળ્યું. તેણે સોગન ખાધા નહીં, પણ માત્ર કહ્યું: " આજ પછી હું દારૂનું એક ટીપું પણ લઇશ નહીં. " આ પ્રતિજ્ઞા તેણે છત્રીશ વર્ષ પાળી.

આ છત્રીશ વર્ષ પછી સંજોગો એવા આવ્યા, કે તેણે પોતાના જીવનનો અંત આણવાનો નિશ્ચય કર્યો. જે ધાર્યું તે બરાબર પાર પાડવું એવો બચપણથી તેને આગ્રહ હતો, એટલે આ વાત પણ તે

બરાબર પાર પાડવા તૈયાર થયો. તેને રાતના અગીઆર વાગ્યા પહેલાં મરવું હતું; કારણ કે તે વખતે એક માણસ તેને મળવા આવવાનો હતો. સાંજના ચાર તો થયા હતા. પછી તે જરૂરના કાગળો લખવા બેઠો. આમાં સાત વાગ્યા, એટલે ટેક્સી લઇને તે એક હોટેલમાં ગયો. ત્યાં બરાબર ત્રણ કલાક લાગલાગટ તેણે દારૂ પીધો. સાડા દશ થયા એટપે દારૂનું બીલ ચુકવીને ઘેર આવીને તેણે રિવોલ્વરથી પોતાના જીવનનો અંત આણ્યો.

આશરે પા સદી સુધી લોકો તેને ' સુધરી ગયેલો ' કહેતા. તે સુધર્યોજ નહોતો—તેનું ચરિત્ર બદલાયુંજ ન હતું. માત્ર તેની પોતાની મનની શક્તિથી આ ચરિત્રને તેણે દબાવી રાખ્યું હતું. છવીશ વર્ષ પછી જ્યારે તેને જણાયું કે હવે એ દાબ રાખવાની જરૂર નથી એટલે તેણે એ દાબ ઢીલો કર્યો. તરતજ અસલનો દારૂ પીવાનો સ્વભાવ પાછો પ્રકાશી નીકળ્યો, અને દારૂના ઘેનમાંજ તે આખરે મૃત્યુ પામ્યો.

આ પ્રમાણે આપણામાં રહેલી પાપબુદ્ધિને દૂર કરવાનાં ફાંફાં મારવા કરતાં તેને દબાવી રાખવા જેટલી શક્તિ આપણને પ્રભુ અર્પે તેવી પ્રાર્થના કરવી જોઇએ; અને દરરોજ તે પાપબુદ્ધિ આપણા ઉપર પોતાનો અધિકાર પુનઃ સ્થાપિત નહીં કરે તેને માટે યત્ન કરવા જોઇએ. બાકી મનુષ્યો સુધરી જાય છે અને તેમનાં ચરિત્ર બદલાઇ જાય છે વગેરે વાતોમાં ઝાઝો દમ નથી. એ માત્ર દોહડાહ્યા મનુષ્યોના તર્ક છે.

અમે આ વિષય અમારી નવલકથાના સંબંધમાં ચર્ચતા હતા. ભાનુશંકરનો મત એ હતો કે અમારે અમારા નાયકને એક અથંગ બદમાશ ચીતરવો.

સ્નેહવદને આ મતને ટેકો આપ્યો. તેમનું કહેવું એવું હતું કે એક આકર્ષક સદગુણી પુરૂષને નાયક તરીકે ચીતરવા કરતાં બદમાશને ચીતરવો એ વધુ સહેલું થઈ પડે તેમ હતું.

કનૈયાલાલે આ મતને વધુ ટેકો આપ્યો. દરેક વખતે સારૂંજ કામ કરે, નાનામાં નાની વાતમાં મોટો આત્મભોગ આપવા તૈયાર થઇ જાય, અને છતાં આખરે નાયિકાને પરણે એવી જાતના નાયકથી એ છેક કંટાળી ગયા હતા. વળી એવા નાયક કલ્પવાથી સ્ત્રીઓ ઉપર પણ માઠી અસર થાય છે એમ એમનું કહેવું હતું; કારણકે એટલા સદ્ગુણી પુરૂષો પછી જ્યારે એમને ખરા જીવનમાં પતિ તરીકે મળતા નથી, ત્યારે તેઓ પુરૂષ જાતિને નાહક વગોવવા નીકળી પડે છે. આટલું કહીને તેમણે પોતાની કલ્પના પ્રમાણે એક નાયકને કલ્પ્યો. અને તેનું ટુંક વર્ણન અમને કહી સંભળાવ્યું; પણ તે વર્ણન અમને રૂચ્યુ નહીં, એટલે કનૈયાલાલ જરા ચીડવાઇ ગયા.

ભાનુશંકરની માન્યતા એવી હતી કે અડધી નવલકથા સુધી નાયકને ખરેખર બદમાશ તરીકે રાખવો; અને પછી તેના આખા જીવનને બદલી નાંખે-સુધારી નાખે તેવો એક બનાવ એમાં દાખલ કરી દેવો. આજે મેં જે પ્રશ્નથી આ પ્રકરણ શરૂ કર્યું છે તે પ્રશ્ન ઉદ્ભવ્યોઃ કે શું મનુષ્ય કોઇ વખત સુધરે છે ખરો? મેં ના કહી અને આગળ જણાવેલ કારણો આપ્યાં. કનૈયાલાલે એથી ઉલટા જઇને હા કહી, અને તેના પુરાવા તરીકે પોતાનો દાખલો આપ્યો. તેમણે કહ્યું કે બાલ્યાવસ્થામાં તે પોતે બહુજ ઠોઠ, બુદ્ધિ વગરના અને તેમ છતાં મગજમાં ઘણીજ ખુમારી ધરાવતા હતા, પણ હવે તદ્દન બદલાઇ ગયેલા છે.

સ્નેહવદને આના જવાબમાં જણાવ્યું કે હવે કનૈયાલાલ કોઇપણ રીતે બદલાઇ ગયા છે એ વાત સ્વીકારવાની તે ના પાડે છે. આથી કનૈયાલાલ અને સ્નેહવદન વચ્ચે ઝપાઝપીનો પ્રસંગ આવી ગયો, પણ અમે બન્નેને શાંત કર્યા.

પાછી શાંતિ પ્રસર્યા પછી ભાનુશંકરે કહ્યુંઃ "જીવનમાં શું એવા કોઇજ પ્રસંગ નહીં બને, કે જેથી એક મનુષ્યનું ચરિત્ર તુટી જાય અને પુનઃ રચાય ?"

"તુટી જાય એ ખરૂં પણ પુનઃ રચાય તો નહીંજ" હું બોલ્યો, "કોઈ વિકટ પ્રસંગ આવવાથી કોઇ મનુષ્યનું ચરિત્ર કાં તો તુટી જાય, અને કાં તો વધુ સુંદર બને. જેમ આપણે કોઇ બીજી ધાતુને ભઠ્ઠીમાં નાંખવાથી કદી સીસું બનતું નથી, કે સીસું ભઠ્ઠીમાં નાખવાથી સુવર્ણ બની નથી જતું, તેમ મનુષ્યને વિકટ પ્રસંગ આવતાં તેનું ચરિત્ર બદલાઈ જતું નથી."

સ્નેહવદને આ ઉપરથી કહ્યું: "મને આ દૃષ્ટાંત યોગ્ય લાગતું નથી. હું મનુષ્યના ચરિત્રને એક શરબત કે વિષની સાથે સરખાવું છું. આ વિષ કે શરબત તે મનુષ્ય તેના પોતાના જીવનના અનુભવ ઉપરથી તેમજ અન્યના જીવન જોઇને તૈયાર કરે છે. એક વખત એક પ્યાલો તૈયાર થાય તે પછી તે મનુષ્ય તે પ્યાલો ઢોળી નાંખે અને બીજો પ્યાલો મહા મહેનતે પાછો તૈયાર કરે, તેમાં અસંભવતા લાગે છે, પણ અશક્યતા લાગતી નથી."

"હવે આપણે વ્યવહારૂ દૃષ્ટિએ આ પ્રશ્નને વિચાર કરીએ," મેં કહ્યું "તમે કોઇ મનુષ્યના ચરિત્રને આ પ્રમાણે બદલાતાં જોયું છે?"

"હા" સ્નેહવદન બોલ્યા, એક પ્રસંગ પ્રાપ્ત થતાં એક પુરૂષનું ચરિત્ર આખું બદલાઈ ગયું છે એમ હું જાણું છું. પછી ભલે તમે જેમ કહો છો તેમ એ પ્રસંગથી એનું ચરિત્ર કાં તો તુટી ગયું હોય કે કાં તો એમાંથી એને એનો સ્વભાવ વશ રાખવાની શક્તિ પ્રાપ્ત થઇ હોય. ગમે તેમ હો, પણ એ પ્રસંગથી એ માણસ આખો બદલાઇ ગયેલો મને લાગ્યો હતો."

અમે બધાએ આ માણસની હકીકત જાણવા માગી એટલે સ્નેહવદને તે કહી.

"આ માણસને હું સારી રીતે ઓળખતો હતો. હું જ્યારે એના સમાગમમાં આવ્યો ત્યારે એ છવીશ વર્ષનો હતો. બાંધામાં કદાવર, પ્રચંડ શક્તિવાળો, પહાડને પાટુ મારે તેવો અને મહા ઉગ્ર-

સ્વભાવનો તે હતો. તેના મિત્રો તેને પ્રતિભાશાળી કહેતા અને દુશ્મનો તેને ક્રૂર, ઘાતકી વગેરે વિશેષણો લગાડતા. મેં એને ત્રણ વર્ષ પછી જ્યારે જોયો, ત્યારે ઓગણત્રીશ વર્ષમાં તેને વૃદ્ધાવસ્થા આવી હોય તેવો, બૈરાંથી પણ વધુ નરમ પ્રકૃતિનો અને બીજાઓની લાગણીને માટે હદ વિનાની કાળજી ધરાવનાર તે મને દેખાયો. પહેલાં એનો ગુસ્સો સહેજવારમાં ઉગ્ર સ્વરૂપે બહાર પડી આવતો. પછી ગમે તેવે પ્રસંગે પણ મેં એને ગુસ્સે થતાં જોયો નથી. માત્ર એક વખત તે ગુસ્સે થયો હતો. એક વખત અમે ફરવા ગયા હતા, ત્યાં એક પંદરેક વર્ષનો છોકરો એક નાની છોકરીને કુતરો કરડાવી દેવાની ધમકી આપીને સતાવતો હતો. આ જોઇને તે એટલો બધો ગુસ્સે થઈ ગયો કે તેણે છલંગ મારીને પેલા મોટા છોકરાને ગળચીમાંથી પકડયો, અને તે છોકરો ચીસ પાડીને રડયો, ત્યાં સુધી તેને તેણે ખુબ ધમાર્યો.

જ્યારે તે શાંત થયો ત્યારે આ વિશે મેં તેને કહ્યું. આટલા નાના ગુનાહ માટે આટલો સખ્ત માર યોગ્ય ન હતો. એમ મેં તેને સમજાવ્યું. પણ ઉત્તરમાં તેણે મને કહ્યું કે આ પ્રકારની મશ્કરીથી એ એટલોજ ગુસ્સે થઇ જાય છે.

"તે અહીંની એક પેઢીમાં સારી પદવીએ હતો. એ પેઢીએ આફ્રિકામાં રૂની ઓફિસ ખોલી ત્યારે એના આ સ્વભાવને અને અથાગ શ્રમ વેઠવાની શક્તિને લઇને એનેજ ત્યાં મોકલવા માટે પસંદ કરવામાં આવ્યો. એને પોતાની પ્રકૃતિને અનુસરતું કામ મળ્યું, એટલે તેણે ખુશીથી અને આતુરતાથી તે સ્વીકાર્યું.

પણ આમાં માત્ર એકજ કારણ તેના આ પગલાં સામે દર્શાવી શકાય તેમ હતું. તે કારણ તે એની તરતની પરણેલ સ્ત્રી હતી. આ સ્ત્રી બહુ સુકોમળ, નાજુક અને નરમ સ્વભાવની હતી. કુદરત સમતોલ-પણું જાળવવા આવાંજ જોડાં સાંધવા યત્ન કરે છે એ કોનાથી

અજાણ્યું છે ? આ કુમળી વયની સ્રીને મૃત્યુ કરતાં ભય વધારે ભયાનક લાગતો, નસીબના કરતાં બીકથી તે વધારે કંપતી. આવી જાતની સ્રીઓ ઉંદર કે વાંદરાથી બીને નાશી જાય છે, અને અસાધારણ જોખમ હસતાં હસતાં ખેડે છે.

"આ પ્રકૃતિની સ્રીને આફ્રિકા જેવા દેશમાં લઇ જવી નજ જોઇએ એમ કોઇપણ સાધારણ માણસ કહી શકત. પણ આ માણસને પોતાના વિચાર અને ધુન સીવાય બીજાં કોઇની લાગણીને માટે દરકાર કરવાની ટેવજ નહીં હોવાથી તેણે વિચાર કર્યોજ નહીં. આ પુરૂષ પોતાની પ્રકૃતિ પ્રમાણે પોતાની સ્રીને ઉગ્ર પ્રેમથી ચહાતો હતો, તેમાં તો જરા શંકા નથી. પણ એ પ્રેમમાં પણ સાધારણ માણસોના પ્રેમના કરતાં જુદાજ પ્રકારની ઉગ્રતા હતી, જુદાજ પ્રકારની ઉન્માદાવસ્થા હતી. આ બાબતમાં પોતાની સ્રીનો મત પુછવો એ વાતજ તેના ધ્યાનમાં ઉતરી નહીં. એક દિવસ ઓફિસથી આવીને માત્ર તેણે આ વાત કહી અને એક હજાર રૂપીઆ તેના હાથમાં મુકયા. 'આમાંથી તારે જે જે વસ્તુઓ કે લુગડાં લાવવાં હોય તે લાવજે અને પૈસા ખુટે તો મારી પાસેથી બીજા માગી લે જે' આટલું કહીને તે પાછો બીજી વાતોમાં પડયો. પેલી સ્રી એક નિમકહલાલ પ્રાણી પોતાના માલિકને ચહાય એવા પ્રેમથી ચહાતી હતી, એટલે તેણે માત્ર પોતાની કાળી મોટી આંખો કેં બીકથી ઉઘાડી, પણ કશું કહ્યું નહીં. તેમ છતાં તેને આફ્રિકા જવાના વિચારથી ઘણું દુઃખ થયું. કોઈ હોય નહીં ત્યારે તે છાનામાના રડતી, અને કોઇના પગલાં સાંભળતી કે તરતજ તે પોતાના આંસુ લુછી નાખતી અને ફીક્કું, મીઠું, હાસ્ય મુખ ઉપર લાવી દેતી.

"હવે આ તેનું બીકણપણું, કોમળતા વગેરે ગુણો—કે અવગુણો—આ દેશમાં માત્ર મશ્કરીને પાત્ર થતા હતા; પણ આફ્રિકામાં આને લઇને તે પુરૂષને ચીડ ચઢવા માંડી, તેને લઇને એને કોઈકવાર

અગવડ પણ પડવા માંડી. આફ્રિકાના જંગલોમાં જે સ્ત્રી અંધ-કારમાં ત્યાંના જંગલીઓની ચળકતી આંખ જોવાથી ચીસ પાડી ઉઠે, એક માઇલ દૂરથી જંગલી પ્રાણીઓની ગર્જના સાંભળીને બેભાન થઇ જાય, અને સાપને જોવાથી માત્ર જેને આંકડી આવે, તે સ્ત્રી એવા પ્રદેશમાં મદદગારને બદલે બોજારૂપ થઇ પડે એ સ્વાભાવિક છે.

"આ માણસ પોતે બીક એ શબ્દ શીખ્યોજ નહોતો, એટલે બીજાં માણસો બીએ તે વાત સમજીજ શકતો નહોતો. તે તો માત્ર આ સર્વ ઢોંગ છે એમ માનતો. એના જેવી પ્રકૃતિના પુરૂષો જેમ સામાન્ય રીતે માની લે છે, તેમ પોતાની પત્ની પણ આ જાતની બીકથી પોતે વધારે આકર્ષક લાગે છે એમ માને છે એવી તેને ખાત્રી હતી. જે માણસ પ્રાણીઓના સ્વભાવને પણ સારી રીતે સમજતો હતો, તે માણસ 'બીક, એ માત્ર સ્વભાવનું કારણ છે એમ સમજતો હોવો જોઇએ, પણ આ પુરૂષ તે સમજતો નહોતો. તે કેવળ મૂર્ખ અને સ્વચ્છંદી હતો.

"આ સર્વમાં પણ પત્નીની સર્પની બીકથી તેને સૌથી વધુ ચીડ ચડતી. કોઇ પણ કારણ વિશે વિચાર કરવાની ટેવ તેને હતીજ નહીં. સર્પ અને તેની વચ્ચે કોઇપણ જાતનો વેરભાવ નહોતો. પગે ચાલતાં પ્રાણીઓનાં કરતાં પેટે ચાલતાં પ્રાણીઓ તેને જરાય વધુ ભયંકર લાગતાં નહોતાં, ઉલટું તે ઓછાં ભયંકર લાગતાં હતાં. સર્પ બનતાં સુધી મનુષ્યોથી ડરીને નાસવાનું જ કરે છે. એના ઉપર હુમલો નહીં કરે, અથવા એને કોઈ બીવડાવે નહીં ત્યાં સુધી એ કદી સામો થતો નથી. ઘણા માણસો આ સત્ય માત્ર પુસ્તકોમાંથી શીખીને સંતોષ માને છે. આ માણસે તો આ સત્ય સ્વાનુભવથી સિદ્ધ કર્યું હતું, એક વખત એક ઝેરી ફેણવાળા સર્પથી પોતે માત્ર ૭ ઈંચ દુર ઉભો રહ્યો હતો. સર્પ આથી ગભરાઇને ચાલ્યો ગયો હતો. આવાં ક્ષુદ્ર પ્રાણીઓથી મનુષ્યોને બીક લાગે–ભયંકર બીક

લાગે એ તેનાથી સમજાતું નહોતું; અને પોતાની પત્નીની આ જાતની બીક કહાડી નાંખવાનો યત્ન કરવાનો તેણે નિશ્ચય કર્યો.

"આ યત્નમાં તે ફાવ્યો, પણુ પરિણામ અણુધારેલું આવ્યું; પરિણામે તેની આંખમાં જે ભયાનક બીક પેઠેલી તે હજી સુધી ગઈ નથી અને જીંદગી પર્યંત જશે પણુ નહીં.

એક દિવસ સાંજે તે ઓફિસેથી ઘોડા ઉપર બેસીને પાછો આવતો હતો. પાસે ભરેલી બંદુક લટકતી હતી. એવામાં માથાથી સહેજ છેટે તેણે એક ભયાનક સુસવાટો સાંભળ્યો. ઉંચે જોયું તો તેને એક લાંબો વિકરાળ અજગર ઝાડની ડાળીએથી લટકતો જણાયો. અજગર મનુષ્યને અને ઘોડાને જોઇને ગભરાયો; અને ઝાડ ઉપરથી નીચે ઉતરીને સડસડાટ જંગલમાં ચાલ્યો જવાનો યત્ન કરવા લાગ્યો. પેલા માણુસે તરત પોતાની બંદુક તાકીને ગોળી છોડી. આ એકજ ગોળીથી અજગર જેવા પ્રાણીને એ મારી શકશે એવી તેને આશા નહોતી, પણુ ભાગ્યના ખેલ ન્યારાજ છે. એજ ગોળી બરાબર અજગરના માથા ઉપર લાગવાથી તે મરી ગયો. અજગર મોટો—ઘણો મોટો હતો. એટલે ઘરમાં રાખવા માટે પેલા માણુસે તેને ઘોડા ઉપર લઈ લીધો.

"ઘોડો સડસડાટ ચાલ્યો જતો હતો; અને તેના આચકાથી આ કાળ જેવો ભયાનક સર્પ ઝોલાં ખાતો હતો. આ પ્રમાણે જતાં જતાં તેના મગજમાં વિચાર આવ્યો. આ અજગરને પોતાની લાયબ્રેરીમાં જીવતો હોય તેમ ગોઠવવો, અને પછી તે ઓરડામાં પોતાની પત્નીને મોકલવી. પત્ની આને જોઇને ચીસાચીસ કરી મુકશે, એટલે એ તો મરી ગયેલો છે, એમ એને સમજણુ પાડીને સર્પોની બીક મટાડી દેવી એવો વિચાર આને થયો. આવો વિચાર કેવળ મૂર્ખના ભેજામાંથી નીકળી શકે.

"ઘેર આવીને તેણે પેલા અજગરને છાનામાના પોતાની લાય-

બ્રેરીમાં બારણા આગળજ મુક્યો. બારણામાંથી જતાં કોઇપણ માણસનો પગ એના ઉપર પડ્યા વિના રહેજ નહી, એવી રીતે એણે તેને ગોઠવ્યો, અને પછી પોતાના વિચારની હોંશીઆરીથી ખુશ થતો બહાર આવ્યો. વાળુ કરી લીધા પછી બહાર ઓટલા ઉપર પતિ-પત્ની બેઠાં એટલે પેલા માણસે પુછ્યું, "કેમ આજે બહુ થાકી ગઈ છે ?"

"ના, કેમ ? તમારે કૈં કામ કરાવવું હશે !' પેલીએ સહેજ સ્મિત કરતાં કહ્યું.'

" 'હા જરા લાયબ્રેરીમાંથી મારી પેલી ચોપડી લઇ આવને.' પેલાએ જવાબ આપ્યો."

"પેલી તરત હસીને ઉઠી, અને નિર્દોષ હરિણી પેઠે લાયબ્રેરી તરફ દોડી. જતાં જતાં ક્ષણભર પેલીએ સ્નેહથી છલકાતી આંખોએ પોતાના પતિ સામે જોયું. ક્ષણભર પેલા પતિએ ઉગતી બોરસળીના જેવી આ સુંદર સ્ત્રીને જોઇ. ક્ષણભર પોતાને પોતે ગોઠવેલ યોજનાને માટે તિરસ્કાર આવ્યો, અને 'હુંજ જઇને લઇ આવું છું' એમ કહીને તે ઉઠવા ગયો. પણ વળી પોતાની યોજનાથી કેવો આનંદ થશે એમ જાણીને તે પાછો ખુરશી ઉપર બેઠો. સ્ત્રી ચોપડી લેવા ગઇ.

"લાયબ્રેરીના બારણા ઉઘડતાં તેણે સાંભળ્યાં. તે સ્વસ્થતાથી પોતાની સિગારના ધુમાડા જોતો બેસી રહ્યો."

"એક ક્ષણ ગઇ. બીજી ગઈ. પેલો પુરૂષ ધુમાડાને જોઈ રહ્યો. એવામાં જે સાંભળવાની તેણે આશા રાખી હતી તે ચીસ–ભયંકર ચીસ તેણે સાંભળી. બીજી એથી વધુ ભયાનક ચીસ–તેણે પોતાની પત્ની બીકથી પાછી નાસી આવશે એમ ધાર્યું હતું તેને બદલે તેણે બીજી ચીસ સાંભળી. તેથી તેના મુખ ઉપરનું સ્મિત અદ્રશ્ય થઇ ગયું.

"ત્રીજી, ચોથી, પાંચમી, ભયાનક, કારમી, ચીસ !

"એક ચાકર દોડતો આવ્યો, તેને પેલા પુરૂષે કહ્યું 'કશું નથી. એને એવી બીક બોલાવવીજ જોઇએ.' પાછી ચીસ, વળી પાછી,

એમ બીજી ત્રણ ચાર ચીસ પાડી અને પછી છેલ્લી ચીસ અધવચજ કોઇએ દબાવી દીધી હોય તેમ અટકી ગઇ.

"પાતાળ જેવી ઉંડી નિઃશબ્દતામાંથી આ માણસની આંખમાં પહેલીજ વાર ભયાનક, ક્રૂર બીકે પ્રવેશ કર્યો, તે અને ચાકર એકેકેની સામે જોઇ રહ્યા, અને પછી જ્યાંથી આ નિઃશબ્દતા જન્મ પામી હતી ત્યાં—લાઇબ્રેરી ભણી જવા દોડયા.

"પેલા માણસે લાયબ્રેરીનું બારણું ઉઘાડયું, ત્યારે એણે ત્રણ વસ્તુઓ જોઇ. એક તો મરી ગયેલો અજગર તેણે જેમ ગોઠવ્યો હતો તેમજ પડેલો હતો તે. બીજી તેની જીવતી માદા તેની આસપાસ ધીમા ધીમા આંટા મારતી, કાળજું ધડકાવે તેવા સુસવાટા કરતી હતી તે; અને ત્રીજી, એક સુંદર સ્ત્રીના મૃતશરીરનો લોહીથી તરબોળ લોચો!

"આથી વધારે તે માણસને તો બીજું કશું યાદજ નથી. ત્રણ અઠવાડીઆં પછી જ્યારે તેને ભાન આવ્યું, ત્યારે તે એક ઇસ્પીતાલમાં પડયો હતો એમ તેને જણાયું. પણ પેલા ચાકરે કહ્યું તે ઉપરથી જણાયું કે આ દેખાવ જોઇને ઉન્માદના જેવી ચીસ પાડીને પેલો પુરૂષ પેલી નાગણ ઉપર પડયો. ચાકર આટલું જોઇને બીકથી બુમો પાડતો ઘરમાંથી બહાર નાઠો. પાછળથી બીજાં માણસોએ આવીને જોયું તો પેલો પુરૂષ બેભાન થઇને પડયો હતો, અને પાસે નાગણનું શરીર તેના માથાંથી છૂટું થઇને પડયું હતું.

આ પ્રમાણે આ માણસના સ્વભાવમાં આ પ્રસંગથી અજબ જેવો ફેરફાર થઇ ગયો. "સ્નેહવદને કહ્યુ". આ વાત મેં તમને જે પ્રમાણે કરી તેજ પ્રમાણે તેણે મને કહી હતી. અને મેં જ્યારે પુછ્યું કે આ વાત સંભારતાં તને કંપ નથી થતો? ત્યારે એણે મને કહ્યું હતું, કે 'સંભારતાં? મારી આંખ આગળથી આ બનાવ ખસ્યોજ નથી!"

# પ્રકરણ ૮ : સ્વાર્થ

એક સાંજે ભાનુશંકરે કહ્યું: "જગતમાં એકજ દુર્ગુણ અને તે સ્વાર્થ છે."

સ્નેહવદન ઉભા ઉભા સીગાર સળગાવતા હતાઃ તે સળગાવી રહ્યા એટલે બોલ્યા. "હા, અને સર્વ સદ્દગુણોનું મૂળ પણ સ્વાર્થજ છે."

"આપણે નવલકથાના વિચાર કરીએ છીએ. આવા પ્રકારનો વિરોધાભાસ દર્શાવનાર વાતો કરતા નથી." કનૈયાલાલ કોઇ ફીલસુફના જેવી મુખમુદ્રા કરીને બોલ્યા.

"સ્વાર્થ એ દ્રઢ મનનું બીજું નામ છે," સ્નેહવદન વાદવિવાદ કરવાના ઉત્સાહમાં હતા એટલે કનૈયાલાલના શબ્દો નહિં ગણકારતાં બોલ્યા. " આપણે ગમે તે કાર્ય કરીએ–પછી ભલે તે સારૂં હો કે ખરાબ હો–તો તે કાર્ય કરવાને આપણને ઉશ્કેરનાર સ્વાર્થજ છે. આપણે પૂણ્યનું કાર્ય કરીએ છીએ તે માત્ર આપણને બીજી દુનિયામાં સારૂં સ્થાન મળે, આ જગતમાં આપણી વાહવાહ થાય અને બીજાંના દુઃખોના અભ્યાસથી આપણા દુઃખનો ભાર હલકો થાય એટલા માટેજ કરીએ છીએ. જેમ એક ક્રૂર માણસને ક્રૂર કાર્યો કરવાથી આનંદ મળે છે તેમજ એક ધર્માત્માને ધર્મના કાર્યથી સુખ મળે છે. ફરજ નહિં બજાવવામાં જેટલું સુખ મળે તેના કરતાં ફરજ બજાવવામાં વધારે સુખ છે, એમ માનીનેજ સારાં માણસો

ફરજ બજાવવા તત્પર થાય છે. ધર્મમાં સુખ માનીને અમુક મનુષ્ય ધર્મી થાય છે. અનીતિ કરવાથી શરીરને તેમજ આત્માને દુઃખ થાય છે એમ માનીને નીતિમાન મનુષ્યો નીતિમય જીવન ગાળે છે આત્મત્યાગ એ પણ એક પ્રકારનો સૂક્ષ્મ સ્વાર્થ છે. સ્વાર્થત્યાગ નહિં કરીએ તો આપણી પશુવૃત્તિને સંતોષ મળે છે અને સ્વાર્થત્યાગ કરતાં આપણો આત્મા સંતોષ પામે છે. મનુષ્યો સ્વાર્થી થયા સિવાય બીજું થઇ શકેજ નહિં. સ્વાર્થ એજ સર્વ જીવનનો કાયદો છે. દૂરમાં દૂર દેખાતા તારાથી માંડીને નાનામાં નાનું પ્રાણી પોતાની શકિત પ્રમાણે પોતાનેજ માટે લડે છે અને પોતાનેજ માટે અમુક કાર્યો કરે છે અને તે સર્વના ઉપર રાજ્ય કરતાં મહા પ્રભુ પણ પોતાને માટેજ સર્વ યોજના ઘડે છે. આજ જગતનો નિયમ છે."

"ભાઇ, જરા લેમન–આઇસ પીને ઠંડા પડો," કનૈયાલાલ બોલ્યા. "આજ સુધી હું સમજતો હતો કે બીજા કોઇ સમજી શકે નહિં એવી વાતો હુંજ એકલો કરી શકું છું પણ આજથી મારી ભુલ ભાંગી છે."

"જો બધાંજ કાર્યોનું મૂળ કારણ–સારાં તેમજ નઠારાંનું–સ્વાર્થજ હોય તો," ભાનુશંકરે કહ્યું, "સારો સ્વાર્થ અને નઠારો સ્વાર્થ એમ બે શબ્દો યોજવા જોઇએ. આ પ્રમાણે મેં જે પ્રથમ સ્વાર્થ શબ્દ વાપર્યો તે નઠારા સ્વાર્થને માટે જ વાપર્યો હતો એટલે મારૂં કહેવું ખરૂં પડે છે. હું કહું છું કે જગતમાં સ્વાર્થ એજ સર્વ ખરાબ કાર્યોનું મૂળ છે."

"ના, એમ પણ નથી," સ્નેહવદન બોલ્યા. "તમે જેને ખરાબ સ્વાર્થ કહો છો–જેને દુનિયા ખરાબ સ્વાર્થ કહે છે તે ખરાબ સ્વાર્થથી પણ કેટલીકવાર સારાં કાર્યો થાય છે. આ પ્રમાણેનું દષ્ટાંત હું જાણું છું. મરજી હોય તો સંભળાવું."

"અમારે સાંભળવામા હરકત નથી." અમે કહ્યું.

"ત્યારે સાંભળો." "સ્નેહવદને શરૂ કર્યું." આ કથામાં ત્રણ માણસો છે. સ્ત્રી, તે સ્ત્રીનો પતિ અને એક બીજો પુરૂષ. આ જાતની જીવનની નાટિકાઓમાં સ્ત્રી એ મુખ્ય પાત્રનો ભાગ ભજવે છે.

"આ સ્ત્રી ઘણીજ ખુબસુરત હતી તેમજ ઘણી દુષ્ટ પણ જણાતી હતી. એક વખત હું જંગલમાં ફરવા ગયો હતો ત્યાં એક ઠેકાણે એક નાની, સુંદર પર્ણકુટી હતી. આસપાસનું સૃષ્ટિસૌંદર્ય પણ અપૂર્વ રીતે સુંદર હતું. પણ તેવામાં તે પર્ણકુટીમાંથી એક મનુષ્યે ડોકીયું કર્યું. આ મનુષ્યને જોતાં મને આખું દ્રષ્ય ખરાબ લાગ્યું. આ પ્રમાણેનું વર્ણન આ સ્ત્રીના સંબંધમાં કહી શકાય. સ્ત્રીનો દેહ અદભૂત સૌંદર્યથી ભરેલો હતો પણ અંદર સતો આત્મા દુષ્ટ હતો.

"એક વખત અગાઉ એ સ્ત્રી પોતાના પતિને ચાહતી હશે એ વિશે કંઈ શંકા જેવું નથી. દુષ્ટ સ્ત્રીઓમાં દુર્ગુણ ઘણા ઓછાં હોય છે અને તેમાં પણ ક્ષુદ્ર વિચારો તો જવલેજ નજરે પડે છે. પશુ-વૃત્તિવાળાં મનુષ્યોમાં વિકારોનાં તરંગો પણ બહુ પ્રચંડ હોય છે; એવા એક પ્રચંડ તરંગમાં તણાઇને ક્ષણિક મોહમાં એ સ્ત્રીએ પેલા પુરૂષ સાથે લગ્ન કર્યાં હશે. પણ એ વિકાર શાંત થયો હશે એટલે નવો વિકાર ઉદભવ્યો હશે.

"આ સમયે તે પતિ–પત્ની ફેરો ખાતે રહેતાં હતાં. પતિ અમલદાર વર્ગમાં હતો તેથી અને તે સ્ત્રીની સુંદરતા તેમજ બુદ્ધિને લઇને તેમનું ઘર ત્યાં આવતા જતા યુરોપીઅનોમાં અગ્રસ્થાન થઈ પડયું. સ્ત્રીઓ આ સ્ત્રીને ધિક્કારતી છતાં તેની નકલ કરતી. પુરૂષો પોતાની પત્ની આગળ આ સ્ત્રીને માટે હલકો વિચાર દર્શાવતા હતા, અરસપરસ વાતો કરવામાં એ સ્ત્રીને હલકી પાડતા પણ જ્યારે એ સ્ત્રીની સાથે એકલા પડતા ત્યારે દિવાના થતા તેમજ મૂર્ખ બનતા,

"એવામાં ત્યાં નહેરોના બાંધકામ ઉપર દેખરેખ રાખવા એક જુવાન અંગ્રેજ એન્જીનીઅર આવ્યો. ત્યાંના યુરોપીયન સમાજે તેને

એકદમ ઉત્સાહથી વધાવી લીધો. એ ખાસ ખુબસુરત ન હતો પણ સ્ત્રીઓમાં પુરૂષોમાં તેમજ જે ગુણ આકર્ષક છે તે ગુણ તેનામાં હતો; તેનામાં અસાધારણ જોર હતું. સ્ત્રીએ પુરૂષની સામે જોયું. તે દ્રષ્ટિ પુરૂષે પાછી વાળી એટલે નાટક શરૂ થયું.

"નાના સમાજમાં વાતો જલદી પ્રસરે છે. એક માસમાં આસપાસના સર્વ લોકોમાં ચર્ચા થવા લાગી અને બે માસમાં સ્ત્રીના પતિને કાને આ વાત પહોંચી.

"આ પુરૂષ કાં તો અસાધારણ ઉચ્ચ વર્ગનો હતો કે કાં તો હદ વિનાનો નીચ હતો એ વિશેનો નિર્ણય એને કે દ્રષ્ટિએ આપણે જોઈએ તે ઉપરથી કરી શકાય તેમ હતું. વિશાળ હૃદય અને કે નબળી મગજ શકિતવાળા પુરૂષો જેમ સ્ત્રીને ચ્હાય છે તેમ આ પુરૂષ પોતાની સ્ત્રીને કુતરાના જેવી નિમકહલાલીથી ચ્હાતો હતો. તેને ભય માત્ર એક હતો. આ ચર્ચા પોતાને અમુક પગલાં ભરવાંજ પડે એટલે હદ સુધી જાય અને તેથી કરીને પરિણામે જે સ્ત્રીને માટે પોતે પ્રાણ અર્પણ કરવા તત્પર હતો તે સ્ત્રીની આબરૂ ધૂળધાણી થાય એટલોજ ભય માત્ર તેને હતો. જે પુરૂષ તેને જુએ તે પુરૂષ તેના મોહપાશમાં પડે એ તેને સ્વાભાવિક લાગતું હતું. હવે તે સ્ત્રી પોતાનાથી કંટાળી ગઇ હોય તો તેમા આશ્ચર્ય પામવા જેવું નથી એમ તેને લાગતું હતું. અને ભૂતકાળમાં અલ્પ સમય પણ તે સ્ત્રીએ પોતાનો પ્રેમ પોતાને આપ્યો હતો તે ઉપરથી તે પુરૂષ પોતાને કૃતાર્થ થએલો માનતો હતો.

"હવે બીજા માણસનું પૃથક્કરણ એટલું સહેલું ન હતું. તે પોતાની જીત (કે હાર) જેમ બને તેમ પ્રસિદ્ધિમાં લાવતો હતો—સંતાડવા બીલકુલ યત્ન કરતો ન હતો. તે પેલી સ્ત્રી સાથે ફરવા જતો, તેને ઘેર જતો, તેને ઉમદા ભેટો આપતો અને પોતાના ઓરડામાં પેલી સ્ત્રીની છબીઓ ખૂલ્લી રીતે રાખતો હતો. પેલી સ્ત્રી પણ એ પુરૂષે આપેલી ભેટોનો જાહેરમાં ઉપયોગ કરતી હતી. તેમ પણ છતાં પોતે

મૂર્ખમાં ખપે કે પોતાના કામમાં જરા પણ પેલી સ્ત્રી વિક્ષેપ નાખે એમ તે થવા દેતો નહતો. જો પેલી સ્ત્રીનો કાગળ આવે તે વખતે પોતે કામમાં હોય તો તે કામ પૂરૂં થઈ રહે ત્યાં સુધી પેલો કાગળ એમનો એમ વંચાયા વિના પડયો રહેતો.

"પેલી સ્ત્રીને આ પુરૂષનો પોતાના મન ઉપરનો કાબુ સાલતો હતો. છતાં પોતે એને ત્યાગી શકતી ન હતી. આખરે એક મિત્રે એક વખત પેલા બીજા પુરૂષને ખુલ્લું પુછ્યું: "ભલા આદમી! તું આ સ્ત્રીને ચાહે છે કે માત્ર એની સાથે નાટકજ ભજવે છે?' જવાબમાં આણે કહ્યું. 'દોસ્ત, હું શું કરૂં છું તે હું પોતેજ જાણતો નથી.'

"જ્યારે એક પુરૂષ એક સ્ત્રીની સાથે પ્રેમમાં પડયો હોય અને સ્ત્રી પોતે ચાહે છે કે નહિં એ વિશેનો નિર્ણય નહિં કરી શકતી હોય ત્યારે પરિણામ હાસ્યજનક જ ધારાય છે. પણ જ્યારે એક સ્ત્રી પુરૂષની સાથે પ્રેમમાં હોય અને તે પુરૂષ પોતે સ્ત્રીને ચાહે છે કે નહિં એ જાણતો નહિં હોય ત્યારે પરિણામ દુઃખદજ આવે છે.

"પોતાની પ્રેમગોષ્ટિઓમાં આ બન્ને એકજ પ્રકારની વાત કર્યા કરતાં. સ્ત્રીનો પતિ વચમાં ન હોત તો પોતે કેવું સુખ માણુત, આ જગતમાં કેવુ સ્વર્ગ સ્થાપત એ વિશે જ આ બે વાતો કરતા. પુરૂષ માત્ર વાત સારી રીતે થાય એમ માનીનેજ એ પ્રમાણે વાત કરતો. સ્ત્રી પોતાના આત્માના પડેપડ વિંધીને વાત કરતી હતી, પ્રથમ સ્ત્રીએ પોતાના પતિને ધિક્કારવા માંડયો, પણ પછીથો ધીમે ધીમે તેની આંખમાં ભયંકર આશાનાં ચિહ્ન જણાવા માંડયાં.

"પેલા બીજા પુરૂષને ઇંગ્લંડ જવાનો વખત પાસે આવતો ગયો, નહેર પુરી થઇ ગઇ અને અંદર પાણી દાખલ કરવા માટે એક દિવસ મુકરર કરવામાં આવ્યો. એ પુરૂષે તે દિવસે એક મેળાવડો કરવાનો ઠરાવ કર્યો, પેલી સ્ત્રી અને તેના પતિને પણ આમંત્રણ આપવામાં આવ્યું, મેળાવડો થઈ રહ્યા પછી એ બધાં હાજર રહેલાંઓ પાસેના જંગલમાંજ ઉજાણી લેવા જાય એ પ્રમાણે ઠરાવવામાં આવ્યું હતું.

"આ નહેર ઉઘાડવાની ક્રિયા પેલી સ્ત્રી જ કરવાની હતી. નહેરના મુખ આગળ મોટી જમીન રાખવામાં આવી હતી જેના મધ્ય ભાગમાં એક મોટું છિદ્ર પાડવામાં આવ્યું હતું. આ છિદ્રનું ઢાંકણું પેલી સ્ત્રીએ ઉઘાડયું એટલે પાણી અંદર ધસવા લાગ્યું. જ્યારે પાણી અમુક સપાટી સુધી આવ્યું ત્યારે નહેરના દરવાજા ઉઘાડવામાં આવ્યા. પાણી ધીમે ધીમે ઉંચે ચડવા લાગ્યું. બધાં મનુષ્યો આ દ્રષ્ય જોઇ રહ્યાં. પેલી સ્ત્રીએ પેલા પુરૂષને પુછયું. 'આ કેટલુંક ઉંડું હશે ?'

"'આશરે ત્રીશ ફીટ ઉંડું છે.' પુરૂષે કહ્યું.'

"'પણ અંદર પાણી એકદમ કેમ નથી લાવતા ?" પેલી સ્ત્રીએ પૂછયું.

"ના, એકદમ લાવવું ઠીક નહિં. અંદર થોડું પાણી ભરાશે એટલે બીજી બાજુના દરવાજા ઉઘાડશું; આથી પાણી ઉંચું ચડશેજ નહિં.'

"આ બાંધેલ વિશાળ કુવાને જોઇને સ્ત્રી પાછી બોલીઃ 'આમાં કોઈ માણસ પડી જાય અને તેને મદદ કરનાર કોઇ હોય નહિં તો એનું શું થાય

"શું થાય ? વળી અંદરનું અંદર રહે. પણ હવે ચાલો, આપણે અહિંથી જઇએ.' આમ કહીને પેલા પુરૂષે સ્ત્રીને ત્યાંથી ખસેડી.

"પછી બધાં જંગલમાં ઉજાણીએ ગયાં. પેલા પુરૂષે પણ અગત્યના હુકમ માણસોને આપીને પછી તેમને પણ ખાવા કરવા માટે જવાની રજા આપી. ખાણું ખવાઇ રહ્યું એટલે બધાં નાના નાના ટોળાં થઇને જંગલમાં ફરવા લાગ્યાં, પેલા પુરૂષે તે વખતે પેલી સ્ત્રીને જોવા માંડી પણ તે જણાઇ નહિં. એટલામાં જે મિત્રે તેને પહેલાં પુછયું હતું તેજ મિત્રે તેને આવીને પુછયુંઃ 'તમે બન્ને આખરે લડયાં કે ?'

" 'ના, કેમ ?' એ પુરૂષે આશ્ચર્યથી પૂછ્યું.

" 'હમણાં મેં એને પોતાના પતિ સાથે લાડ કરતાં જોઈ. એ બન્ને આ બાજુ તરફ જતાં હતાં.' પેલા મિત્રે આટલું કહ્યું અને પછી તે પણ એ ટોળાંઓમાં ચાલ્યો ગયો. આ પુરૂષે વિચારમાં પડી જઇને સિગાર સળગાવી અને એક ઝાડ તળે બેસીને તે પીતાં પીતાં વિચાર કરવા માંડયો. વિચારના વમળમાં સિગાર હોલવાઈ ગઇ. તેવામાં આઘેથી ઝાડની ઘટામાં સહેજ અવાજ થયો. તેણે પાછળ ફરીને જોયું તો પેલી સ્ત્રી ધીમે ધીમે આવતી હતી. તે સ્ત્રીને બુમ મારવા જતો હતો એટલામાં તેણે તે સ્ત્રીનું મુખ જોયું. એણે એના મુખ ઉપરના ભાવ કેવા જોયા તે તો પ્રભુ જાણે પણ એ મુખ જોવાયું એટલે તે બુમ પાડતો અચકી ગયો. સ્ત્રી ધીમે ધીમે પાસે આવતી ગઇ.

" સહસા તેના મગજમાં ઘુમ્યા કરતા અસ્પષ્ટ વિચાર સ્પષ્ટ થવા લાગ્યા; તે ત્વરાથી ઉઠયો અને પેલી નહેરના મુખ તરફ જવા લાગ્યો; એટલે વિચાર વધુ સ્પષ્ટ થતા ગયા. પુરૂષે પોતાની ગતિ વધારી. છેવટે તે દોડવા લાગ્યો. ઝપાટામાં પેલા મુખ આગળ તે પહોંચ્યો. અંદર જોતાંજ તેના વિચારને પ્રત્યક્ષ પુષ્ટિ મળી. પંદર ફીટ નીચે પેલી સ્ત્રીનો ધણી પાણીની બાલદીમાં ઉંદર તરે તેમ તર્યા કરતો હતો. એ મુખના બન્ને બાજુના દરવાજા ખુલ્લા હતા એટલે એક બાજુએથી જેટલી ત્વરાથી પાણી દાખલ થતું હતું તેટલીજ ત્વરાથી બીજી બાજુએથી નીકળી જતું હતું, આથી પાણી ઉપર ચડી શકે તેમ હતું નહિ અને પેલા મનુષ્યથી બહાર પણ નીકળી શકાય તેમ હતું નહિં.

" આ પુરૂષે દોડતા આવીને તરત માણસોને બુમ મારી પણ ત્યાં કોઇ હતું નહિં. આથી પોતેજ એક બાજુના દરવાજા બંધ કરીને બીજી બાજુના દરવાજા આખા ઉઘાડી નાખ્યા. પાણી ધીમે ધીમે ઉપર ચડવા લાગ્યું. પાસેમાં પાસે એક ઝુંપડી હતી તે પણ

બસો વાર છેટે હતી. ત્યાં જઇ શકાય તો દોરડું પણ મળી શકે તેમ હતું. આ પુરૂષે પેલા તરતા માણુસને બુમ મારી. ' થોડીવાર ટકી શકાય તેમ છે ? '

" ' ના. ' તરતા માણુસે ધીમેથી કહ્યું. એક ક્ષણુમાં તો તેના હાથ પગ અટક્યા અને હમણાંજ ડુબી જશે એમ જણાયું. ઉપર ઉભેલા પુરૂષે તરતજ પોતાના બુટ કહાડીને અંદર ભુસકો માર્યો અને ડુબતા માણુસને પોતાના હાથમાં ઉંચકી લીધો.

" આ પ્રમાણે જે માણુસ પોતાની અને પેલાની પત્નીની વચ્ચમાં અંતરાય રૂપ હતો તે માણુસની જીંદગી માટે આ પુરૂષે મૃત્યુ સામે આ પ્રચણ્ડ અને ભયાનક પાંજરામાં યુદ્ધ આદર્યું. પુરૂષ પોતે હુંશિયાર તરનાર નહતો, પોતે પહેરેલાં લુગડાં પોતાને હેરાન કરતાં હતાં, હાથમાંનો બોજો તેને તળીયે લઇ જવાનું કરતો હતો, પોતે જે છેલ્લી દોટ મુકી હતી તેથી પોતે થાકી પણ ગયો હતો અને પાણી ધીમે ધીમે ઉપર ચડતું હતું. મૃત્યુની સામેના આ યુદ્ધથી પુરૂષનું હૃદય ચીરાઇ જતું હતું.

" આ ઉપરાંત તેનાથી સામેના દરવાજા બરાબર બંધ થયા નહતા એટલે થોડું પાણી તો બીજી વાટે ચાલ્યું જતું હતું. દ્રષ્ટિ કરતાં તેને જણાયું કે હજી બીજી પચીસ મીનીટ પાણી ભરાઇ જતાં લાગશે. પાણી બરાબર ભરાય નહિં ત્યાં સુધી આમનાથી છુટી શકાય તેમ હતું નહિં. તેણે બે એક બુમ મારી જોઇ પણ એ પ્રયા-સથી ઉલટી એની શક્તિ ઓછી થવા માંડી. બુમના જવાબમાં માત્ર એ ભયંકર પીંજરામાં અનેક પડઘા પડયા તે તેનાથી સંભળાયા.

" પાણી ધીમે ધીમે ઉપર ચડવા લાગ્યું પણ તેનામાંથી શક્તિ વધારે પ્રમાણુમાં જવા લાગી. તેના શરીરને કોઇ જાણે બળથી તળીયાં ભણી ખેંચતું હોય તેવી મહાવ્યથા તેને થવા લાગી. આંખે અંધારાં આવવા લાગ્યાં. આખરે તેના બેભાન પડેલા બોજાને ભાન આવ્યું. તેણે ધીમેથી આંખ ઉઘાડી અને કહ્યું: ' મને છોડી દો. તમે એકલા

બચવાનો યત્ન કરો ' આમ કહીને તેણે છુટવાનો યત્ન પણ કર્યો પણ પેલા પુરૂષે છોડયો નહિં.

' શાંત પડી રહે, મૂર્ખ, આમ કરશે તો તું બન્નેને મારશે.' પેલા પુરૂષે ચીડવાઇને કહ્યું. ' કાં તો તું મારી સાથે બહાર નીકળશે અને કાં તો હું તારી સાથે અંદરજ રહીશ.'

"વળી થોડીવાર રાહ જોવાઇ. પાણી ધીમે ધીમે ઉપર ચડયા કરતું હતું. આખરે પેલા પુરૂષે હાથ લાંબો કરીને સહેજ ઉછાળો માર્યો. ઉપરની કઢણનો એક પત્થર હાથમાં પકડારો. બન્ને ઉપર ચડયા અને પાસેના ઘાસમાં ગબડી પડયા. ઉભરાતું પાણી તેમના શરીર આસપાસ ફરવા લાગ્યું.

" 'બહુ થાકી જવાય તેવું કામ હતું.' પેલા પુરૂષે સ્ત્રીના પતિને કહ્યું.

"હા, તરતાં નહિં આવડતું હોય એ બહુ ખરાબ છે. તમને કોણે કહ્યું કે હું પડી ગયો છું ? તમે મારી સ્ત્રીને મળ્યા હશો ?" સ્ત્રીના પતિએ કહ્યું.

"હા." પેલા પુરૂષે જવાબ આપ્યો.

"આજે સવારે હું શા વિચાર કરતો હતો તે તમે જાણો છો ?" સ્ત્રીના પતિએ પેલાને પૂછ્યું.

"ના."

"મારે તમને મારી નાખવા કે નહિં એ વિશે." સ્ત્રીના પતિએ કહ્યું. "પણ ત્યારે લોકો નાહકની ગપ ઉરાડતા હતાને ! જો એ સાચી હોય તો તમે મને બચાવવા આવોજ નહિં."

"હું તમારી માફી માગું છું." સ્ત્રીના પતિએ ઉભા થઇને કહ્યું.

"હું પણ તમારી માફી માગું છું," બીજા પુરૂષે શેકહેન્ડ કરતાં કહ્યું "જરા આ દરવાજો ઉઘાડવામાં મને મદદ કરો છો ?"

બંન્નેએ સાથે રહીને સામેનો દરવાજો ઉઘાડયો.

"તમે અંદર શાથી પડી ગયા ?" પેલા પુરૂષે પુછ્યું.

" મને મારી સ્ત્રીએ કહ્યું કે આ કુવો તમે કુદી શકો છો ? અને જો હું કુદું તો તે મને એક ચુંબન આવે. તે ઉપરથી ઉશ્કેરાઇને હું કુદ્યો. પણ મેં બહુ મૂર્ખાઇ કરી ખરૂં !" સ્ત્રીના પતિએ કહ્યું.

" હા, ! મૂર્ખાઇ તો ખરીસ્તો !" પેલા પુરૂષે કહ્યું.

" કેટલાક દિવસ પછી એક પાર્ટીમાં પેલી સ્ત્રી અને આ પુરૂષ બન્ને એકલાં મળ્યાં. પેલી સ્ત્રીએ કટાક્ષથી કહ્યુંઃ ' તમે મારા પતિની જીંદગી બચાવી તેથી હું આભાર માનું છું, તમે તમારા જીવને જોખમે એની જીંદગી બચાવી એ શું સાચું છે ? "

" હા. " પેલા પુરૂષે કહ્યું.

" મૂર્ખ, ગધેડા !" પેલી સ્ત્રીએ પેલા પુરૂષના મ્હોં ઉપર જોરથી લપડાક મારીને કહ્યું.

" હું મૂર્ખ નથી " પેલા પુરૂષે પણ તેટલાજ કટાક્ષમાં ઉત્તર આપ્યો. જો તારો પતિ મરી જાત તો કદાચ મારે તારી જોડે પરણવું પડત. લોકોમાં આપણા વિશે એટલી બધી ચર્ચા થઇ હતી કે લગ્ન સિવાય મારો બીજો છુટકોજ નહિં થાત. આ પ્રમાણે તું મારે ગળે બંધાત, જે સ્ત્રી સાથે હું ઇંગ્લાંડમાં પરણવાનો છું તે સ્ત્રી અને મારી વચ્ચે તું સદાની આડખીલી થઇને રહેત. હવે સમજણ પડી ? "

"હા.' આટલોજ ઉત્તર બહુ ધીમેથી આપીને પેલી નીચું જોઇને ત્યાંથી ચાલી ગઇ.

" આમાં આખા જગતે આ માણસના આત્મત્યાગ, શૌર્ય અને નિસ્વાર્થ કાર્યને માટે તેને ધન્યવાદ આપ્યો અને સઘળે ઠેકાણે તેની વાહવાહ થઇ ગઇ, માત્ર બેજ માણસો આ કાર્ય સ્વાર્થને લઇને જ થયું હતું એમ માનતાં હતાં અને જાણતાં હતાં, આ બે માણસ તે પેલો પુરૂષ અને આ સ્ત્રી, " સ્નેહવદને વાત પુરી કરી.

---

# પ્રકરણ ૯ : કેટલુંક પરચુરણ

હું, સ્નેહવદન, કનૈયાલાલ અને ભાનુશંકર અમારી પેલી અદ્ભુત નવલકથા લખવાના હતા, અને તે વિશે વિચાર કરવા અને વાદવિવાદ ચલાવવા અવાર-નવાર મળતા હતા. આખરે એ અદ્ભુત નવલ લખાઇ કે નહીં એ વિશે અહીં ઉહાપોહ કરવો નિરર્થક છે.

અમે જે વખતે દરીઆ કીનારે તંબુમાં રહેતાં હતાં તે વખતની આ નોંધ છે. ચોમાસું ધાર્યા કરતાં વહેલું બેસવાથી અમારે ત્યાં આવનાર માણુસો સાધારણુ રીતે પલળીનેજ આવતા હતા. ભાનુશંકર અને કનૈયાલાલ વહેલા આવ્યા. સ્નેહવદનને કૈં કામ હતું એટલે એ મોડા આવવાના હતા. પેલા બેએ પોતાનાં ભીનાં થએલાં લુગડાં સુકવ્યાં પછી ચહા પીવાઇ અને પછી અમે અમારા મહાન કાર્યમાં પ્રવૃત્ત થયા.

"સ્નેહવદન આવે તે દરમીઆન, આપણે ત્રણે એકેક પ્લોટ લખીએ અને પછી ત્રણે લેખને આપણે સરખાવીને વાદવિવાદ કરીએ" ભાનુશંકરે કહ્યું.

આ પ્રમાણે અમે કર્યું. પ્લૉટ શા હતા તે તો હું હવે ભુલી ગયો છું પણ વાદવિવાદમાં મોટી મુશ્કેલી ઉભી થઇ. અમે ત્રણેએ

પોત પોતાના પ્લૅાટ્જ વખાણ્યા, અને બબ્બે જણાએ ત્રીજાના પ્લૅાટ વિશે એટલી સખત ટીકા કરી કે પેલાએ ચીઢવાઇને પોતાનો પ્લૅાટ ફાડી નાખ્યો. પરિણામે અમે ત્રણેએ પોત પોતાના પ્લૅાટ ફાડીનાખ્યા, પછી અરધા કલાક સુધી અમે શાંત રહ્યા.

હું જ્યારે નાનો હતો ત્યારે હંમેશાં મારા લેખ સંબંધી બીજાનો મત લેવાને માટે હું બહુ ઉત્સુક રહેતો. હવે બીજાના અભિપ્રાયથી હું નાસતો ફરું છું. પહેલાં, મને જો કોઇ કહેતું કે ફલાણા માસિકમાં તારે વિશે એક લીટી લખાણ પ્રસિદ્ધ થયું છે તો હું ભગીરથ પ્રયત્ને પણ તે માસિક વાંચતો. હવે, ગમે તેવું લખાણ અને ગમે તેટલું લખાણ મારે માટે પ્રસિદ્ધ થાય છે તો પણ હું ઉત્કંઠા બતાવતો નથી. એટલુંજ નહીં પણ બને ત્યાં સુધી તે લખાણ હું વાંચતોજ નથી. વાંચવામાં શો ફાયદો ? લેખમાં જો મારાં વખાણ કર્યાં હોય તો મને લાગે છે કે એ માણસે મારી મશ્કરી કરવાજ આટલાં બધાં વખાણ કર્યાં હશે; અને જો અંદર મને વખોડયો હોય તો મને લાગે છે કે જાણી જોઇને પેલાએ મને દ્વેષબુદ્ધિથીજ વગોવ્યો છે.

તે સમયમાં મારે એક મિત્ર હતો. હવે મને ઘણા મિત્રો છે, પણ તે મિત્રનું સ્થાન કોઇએ લીધું નથી, કારણ કે તે મારો પહેલો મિત્ર હતો અને તે વખતે અમે હમણાની દુનીઆ કરતાં બહુ મોટી દુનીઆમાં વસતા હતા. તે દુનીઆમાં સુખ તેમજ દુઃખ આ દુનીઆના કરતાં વધુ તીવ્ર હતાં. ત્યાં અમે આ દુનીઆ કરતાં વધુ ઉગ્રપણે અન્યોઅન્યને ધીક્કારતા અને ચહાતા.

મારા મિત્રને પણ મારીજ માફક પોતાને માટેની ટીકા સાંભળવાનો શોખ હતો. અમે બંને એકેકના લેખ એકેકને વંચાવતા અને પછી સામસામી ટીકા કરતા. 'ટીકા' એટલે અમારે 'ઉત્તેજન' જોઇતું હતું એ સત્ય અમે તે વખતે સમજતા નહતા. અમે બંને ઉત્સાહી

હતા, યુવાન હતા એટલે ગમે તેવા પ્રહાર પણ અમે સહન કરશું એમ અમે ધારતા હતા.

આ પ્રમાણે અમે એકેકના દોષજ જોતા અને તેમ કરવાથી એકેકનાં વખાણ તો અમે કરતાજ નહીં. અમને બંનેને એકેકના લખાણ માટે અંતરમાં માન હતું એમ હું ખાત્રીપૂર્વક માનું છું, પણ અમારા મગજમાં વિચિત્ર ખ્યાલોજ ભરાઇ ગયા હતા એટલે અમારાથી ખુલ્લાં વખાણ થતાંજ નહીં. અમે અમારી જાતને કહેતા "માણસને વખાણનારા તો ઘણા મળી આવે છે, માત્ર એનો મિત્રજ એના દોષ કાઢી શકે છે. એક મનુષ્યને પોતાને પોતાના દોષ દેખાતા નથી પણ જ્યારે બીજો કોઇ આ દોષ બતાવે છે ત્યારે ખરેખર તે મનુષ્ય પેલાનો આભાર માને છે અને દોષ દૂર કરવા યત્ન કરે છે."

જેમ જેમ સંસારનો વધુ અનુભવ થતો ગયો તેમ તેમ આ વિચારમાં રહેલી અસત્યતા વધુ સ્પષ્ટ જણાતી ગઇ; પણ પછી શા કામનું ? જે નુકશાન થવાનું હતું તે થઇ ગયું.

જ્યારે અમારા બેમાંથી કોઇ કૈં લખતો ત્યારે તે લખાણ લઈને તે બીજા પાસે જતો અને કહેતો: "બોલ, આ બાબત તારો ખરેખરો અભિપ્રાય જણાવજે, મને ખોટું લાગવાનું નથી.' 'આવા શબ્દોમાં એ બોલતો પણ જો એનો ખરો અર્થ લઇએ તો આ પ્રમાણે તે કહેવા માગતો:—

" ભાઇ, તને આ લખાણ ગમે તેવું ખરાબ લાગતું હોય તો પણ તું એનાં વખાણ કર અને તે સારું છે એમ મને કહે. જે મનુષ્યો આ જગતને જીતી શકતા નથી તેમના પ્રત્યે આ જગત બહુ ક્રુર રીતે વર્તે છે. અને આપણે જો કે તમાચો મારીને મોં રાતું રાખીયે છીએ તો પણ ખરૂં જોતાં આપણાં હૃદયો નાના ઝખમ પણ સહન કરી શકતાં નથી. ઘણીવાર આપણે નાહીંમત થઇ જઇએ છીએ,

ખરું ને ? કોઇને આપણામાં આસ્થા નથી, કોઇને આપણામાં વિશ્વાસ નથી; અને કોઈક કોઈક વખત તો આપણે પણ આપણી જાત પ્રત્યે અવિશ્વાસ બતાવીએ છીએ. તું મારો મિત્ર છે, જેને બીજા લોકો નવરાના ધંધા તરીકે ઓળખાવશે તેની ખરી કદર તું કરી શકશે. મારા મિત્ર, આ લખાણુ સારું છે એમ કહે. મારામાં કેં ઉત્સાહ પ્રેર, કેંક આસ્થા સ્થાપ, કેંક નવું બળ આપ."

પણ સામેવાળો અર્વાચીન જગત્તમાં કૂસ્તાને બદલે વાપરવામાં આવતાં શસ્ત્ર–ટીકાના ઉપયોગમાં એવો મસ્ત બની ગયો હોય છે કે મિત્રતા ભુલી જાય છે અને નિખાલસપણાને જ યાદ રાખે છે. લેખ લખનાર આથી ગુસ્સે થઇ જાય છે અને પરિણામે ઉભયનાં હૈયાં ઝખમાય છે.

એક સાંજે પેલો મિત્ર એક નાટિકા લખીને મને વંચાવવા લઇ આવ્યો. તે નાટકમાં વખાણુ કરવા જેવું ઘણું હતું પણ તે મેં બાજુએ મુકીને દોષ વીણી કાઢયા અને બે કલાક સુધી તે વિશે વિવેચન કરીને તેની ધુળ ઝાટકી.

આથી મારો ખરો અભિપ્રાય જાણવા માટે આવેલ તે મિત્ર ઉભો થયો અને અત્યંત ગુસ્સામાં તેણે પેલું લખાણુ ફાડી નાખ્યું અને કાગળના ટુકડા બારીમાંથી બહાર ફેંકી દીધા. પછી ગુસ્સા, નિરાશા વગેરેથી લાલચોળ થઇ જઇને તેણે ટીકાકાર તરીકેની મારી શક્તિ વિશે આશરે પા કલાક સુધી મને ગાળો દીધી. છેવટે તે પગ પછાડીને ચાલ્યો ગયો. અમારી મિત્રતા તુટી.

કેટલાંક વર્ષ વહી ગયાં. હું તે મિત્રને તેમ છતાંએ મળી શકયો જ નહીં. જગતની શેરીઓ એવી આડીઅવળી અને ભીડવાળી હોય છે કે એક વખત આપણે એક મનુષ્યથી છુટા પડી જઇએ છીએ તો પછી તેને મળાતું જ નથી. પછી હું જ્યારે તેને મળ્યો ત્યારે માત્ર અકસ્માતથી જ મળ્યો.

એક વખત રાતના આઠેક વાગે હું ચોપાટીને કીનારે ફરતો

હતો તેવામાં એક ભીખારી જેવા જણાતા પુરુષે મને કહ્યું: " શેઠ! એક બીડી છે ? "

મેં તેને બીડી આપી અને તે સળગાવવા દીવાસળી સળગાવી. દીવાસળીના પ્રકાશમાં પેલા પુરુષનું મેં જણાતાં જ મેં દીવાસળી ફેંકી દીધી અને કહ્યું: " કોણ આત્મારામ ? "

પેલાએ કર્કશ હાસ્ય કરીને જવાબ આપ્યો: " હા, એ હું જ; તમે નાનાભાઇને! હું જો આમ જાણતો હોત તો તમારી પાસેથી બીડી માગત નહીં. "

મેં તેને ખભે હાથ મુકીને પુછ્યું: " પણ આ દશા કેમ ? "

પેલાએ લાગણી વિનાજ જવાબ આપ્યો. " વાત બહુ લાંબી છે, કહેવામાં કૈં સાર નથી. આપણામાંથી કેટલાક ઉપર ચઢે છે અને કેટલાક નીચે જાય છે. તમારું ઠીક ચાલે છે, કેમ ? "

" હા, સાધારણ ઠીક ચાલે છે " મેં જવાબ આપ્યો; " પણ તારું શું ? તારે માટે હું કૈં કરી શકું તેમ નથી ? "

અમે વાત કરતા ચાલતા હતા. આ વખતે અમે એક રસ્તાના દીવા પાસે આવ્યા એટલે પ્રકાશમાં ઉભા રહીને પેલાએ પુછ્યું: " પહેલાં મને ધારી ધારીને જુઓ અને પછી કહો; મારે માટે તમે કૈં કરી શકો તેમ છો ? "

હું કૈં જવાબ દઇ શક્યો નહીં. પેલાએ થોડીવારે કહ્યું: "મારે માટે ચિંતા કરતા નહીં. હું મોજમાં છું. હું હવે મારી સ્થિતિ બદલી શકું તેમ નથી. "

" પણ એમ બાયલાની માફક નાહીંમત કેમ થઇ ગયો ? તું હોંશીઆર હતો, તારામાં શક્તિ હતી. સાધારણ ખંત રાખી હોત તો પણ તું ચઢી શક્યો હોત " હું બોલ્યો.

" કદાચ મારામાં દઢતા નહીં હોય " તે બોલ્યો. " જો તે વખતે મને કોઇએ હીંમત આપી હોત, મારામાં કોઇએ આસ્થા બતાવી હોત તો કદાચ હું ફાવત. પણ કોઇ તેમ કરનાર મળ્યું નહીં

એટલે આખરે મને પણ મારી જાત ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો. અને જ્યારે એક માણસને પોતાનામાંથી જ શ્રદ્ધા ચાલી જાય છે ત્યારે ગેસ વિનાના બલુનના જેવી તેની સ્થિતિ થાય છે."

આ તેના શબ્દો હું કૈંક ક્રોધથી અને કૈંક આશ્ચર્યથી સાંભળી રહ્યો અને બોલ્યો: "શી વાત કરે છે? મને તે વખતે તારામાં સંપૂર્ણ શ્રદ્ધા હતી, તારી શક્તિને માટે માન હતું અને—" મને અમારી છેલ્લી મુલાકાતનો પ્રસંગ યાદ આવ્યો એટલે બોલતાં બોલતાં હું અટકી ગયો.

"એમ?" તે કૈંક તિરસ્કારથી બોલ્યો.

"મને તમે કોઈ દિવસ કહ્યું ન હતું. ચાલો, સાહેબજી."

આટલું બોલીને તે એક ગલીમાં ચાલ્યો ગયો. ત્યાર પછી તે મને મળ્યો જ નથી અને મળશે પણ નહીં એમ લાગે છે.

હું આગળ ચાલ્યો ત્યારે મારા મનમાં કૈં કૈં વિચાર આવ્યા. મનુષ્યો જાણે કેમ અમર હોય તેમ અકેક્ની સાથે કેવાં લઢે છે, કેવાં અકેકને મેણાં મારે છે. કેવાં અકેકને પ્રસંગ આવ્યે દુઃખ દે છે? લઢતી વખતે, મેણાં મારતી વખતે; દુઃખ દેતી વખતે બળવાન પોતાના હૃદયમાં કેવાં મલકાય છે? ઘડી પછી, માસ પછી, વર્ષ પછી, નિર્બલ આ જગતને છોડીને ચાલ્યું જાય છે ત્યારે પેલા બળવાનની શી સ્થિતિ? એમાં આખરે વિજય કોણે મેળવ્યો? પોતે લઢયું નથી, પોતે મેણાં માર્યાં નથી, પોતે દુઃખ દીધું નથી એવું એવું બળાત્કારે પણ પેલું બળવાન મનુષ્ય પોતાના અંતઃકરણને મનાવવા યત્ન કર્યા કરે છે; પણ વૃથા! અંતઃકરણ એમ છેતરાતું નથી. આટલું છતાં કોણ સમજ્યું છે? કોણે શીખામણ લીધી છે? સમય હોય, બીજાંને દુઃખ દઈ શકાતું હોય તે વખતે દુઃખ દેવામાં કોણે પાછી પાની કરી છે? કોણ ચુકયું છે—શું પ્રજાઓ કે શું ક્ષુદ્ર વ્યક્તિઓ?

થોડીવાર પછી સ્નેહવદન આવ્યા. અમારો નાનો ચાકર વીઠુ એમની ભીની છત્રી તથા ભીનો ઓવરકોટ લઈને ઉમરા આગળ

ગબડી પડયો એટલે અમે કોઇ આવ્યું છે એમ તરત જાણ્યું અને જોયું તો સ્નેહવદન જણાયા.

આ વીઠુ પણ એક અજબ પ્રકારનો ચાકર હતો. એ મને ઘરમાં કામ લાગશે એમ કહીને એની મા એને અમારે ત્યાં મુકી ગઇ હતી. જે જે વસ્તુને તે ઉંચકતો તે તે વસ્તુ તેના હાથમાંથી પડતી. જે જે વસ્તુને અડકતો તે તે વસ્તુ ગબડી જતી. જે જે વસ્તુ પાસે તે જતો તે તે વસ્તુ જો જડી લીધેલી નહીં હોય તો ઉંધી વળી જતી; અને જો જડેલી હોય તો પોતે ગબડી જતો. આ બધું વીઠુમાં સંભાળની ખામીને લીધે બનતું એમ નહીં પણ માત્ર તેનામાં આ પ્રકારની કુદરતી બક્ષીસજ હતી. આખી જીંદગીમાં તે એક વખત પણ બાલદી ભરીને કે વસ્તુ એક જગ્યાએ લઇ જઇ શકયો હોય એમ હું માનતો નથી. અમારા તંબુ આગળના છોડવાઓને પાણી પાવાનું કામ અમે તેને સોંપ્યું હતું. સુભાગ્યે વરસાદે બીજા પાણીની જરુર રાખીજ નહતી; બાકી એકેએક છોડ પાણી વિના મરી ગયો હોત એવી મારી ખાત્રી છે. વીઠુદ્વારા છોડવાઓને એક ટીપું પાણી પાણી પણ મળ્યું નહતું. બીચારો બાલદી ભરી ભરીને પાણી રેડવા લઇ તો જતો હતો પણ છોડ સુધી પહોંચતોજ નહીં. ઘણીખરી વાર તો નળ આગળજ તેનાથી બાલદી ઢોળાઈ જતી. જો ત્યાંથી બચતી તો પાંચેક ડગલામાંજ વીઠુને ઠોકર વાગતી અને બાલદી નીચે પડતી. કેટલીકવાર તે અડધે રસ્તે પહોંચતો પણ એટલામાં બાલદી સરી પડતી. એકએવાર તો તે ઠેઠ છોડવા પાસે જઇ પહોંચ્યો હતો અને બાલદી ઉંચી કરીને ક્યારામાં રેડવાનીજ વાર હતી; પણ એટલામાં કોણ જાણે શાથી વીઠુ ગબડયો. એનું માથું બરાબર બાલદીમાં પડયું. અને અમે જ્યારે એને બાલદીથી છુટો કર્યો ત્યારે જાણે કુવામાંથી અમે એને બહાર કાઢયો હોય એટલું પાણી એ પી ગયો હતો.

બીચારો વીઠુ કામ કરવા હંમેશ આતુર હતો પણ આ ટેવથી

એ કોઇ પણ કામ ભાગ્યેજ પુરું કરી શકતો. એની સમજશક્તિ પણ આ ટેવના પ્રમાણમાંજ હતી. એક વખત આકાશમાં ધૂમકેતુ ઉગ્યો હતો. બધાં રાતે પુંછડીઓ તારો જોતાં એટલે વીઠુને પણ તે જોવાની ઇચ્છા થઇ. તેણે મને પુછ્યું કે તારો ક્યારે અને ક્યાં જોવાશે? એટલે મેં એને કહ્યું કે ઘેર જઇને વાડામાં જોજે તો જણાશે. બીજે દિવસે મને વીઠુએ આવીને કહ્યું કે રાતે વાડામાં એણે જોએલું પણ તારો જણાયો નહીં.

એને શાથી નહીં જણાયો એ બાબત હું એને સવાલ પુછતો હતો એટલામાં સરલાએ આવીને વીઠુને મશ્કરીમાં પુછ્યું: "પણ તેં વાડામાં ક્યાં જોએલું આંબાના ઝાડ નીચે?"

"હા, બાઇ! એકેએક ઝાડ નીચે જોએલું" વીઠુએ જવાબ આપ્યો.

બીચારાએ ફાનસ લઇને આખા વાડામાં લગભગ એક કલાક પુછડીઓ તારો શોધવા યત્ન કર્યા હતા!

પણ એક વખત તો વીઠુએ આ બનાવને પણ કોરણે બેસાડયો હતો. થોડાક વખત પછી કનૈયાલાલે અમને એક શાક પોતાની ખાસ રીત પ્રમાણે બનાવીને ખવડાવ્યું હતું. આ શાક અમે રાતે ખાધું અને સવારમાં તો અમે બધાં માંદાં પડયાં. કનૈયાલાલ પોતાનો દોષ જોતાજ નથી. સંજોગોને લઇનેજ આ પ્રમાણે નહીં ધારેલ પરિણામ આવે છે એમ એ પોતે કહે છે. આ વખતે પણ કનૈયાલાલે એમજ કહ્યું. "જો તમે આ શાક નહીં ખાધું હોત તો તમે માંદાં નહીં પડત એમ તમે કેવી રીતે ધારી લઈ શકો છો? તમે માંદાં છો એ વાત સાચી છે અને તેને માટે હું ખરેખર દીલગીર છું; પણ જો તમે શાક ખાધું નહીં હોત તો કદાચ તમે આથી પણ વધારે માંદાં પડયાં હોત એમ હું માનું છું. ખરું પુછાવો તો શાક ખાવાથીજ તમે મોટી ઘાતમાંથી બચ્યાં છો."

એટલામાં વીઠુ આવ્યો. મેં તેનો હાથ પકડીને કહ્યું: "વીઠુ, હમણાં દોડતો ડાક્ટરને ત્યાં જા. જઇને કહે કે શાક ખાવાથી ઝેર ચઢયું છે અને ઉલટીઓ થાય છે માટે ચાર માણસને જોઇએ તેટલી દવા આપો."

વીઠુ એકદમ દોડયો. દોડતાં દોડતાં અમારા દેખતાંજ ત્રણ વાર ગબડયો. પણ એક કલાક થઈ ગયો પણ તે પાછો જણાયો નહીં. એની પાછળ કોઇ બીજું જાય એટલી અમારામાં કોઇને શક્તિ રહી નહતી. ધીમેધીમે અમને તો હિંગાષ્ટક ચૂર્ણ અને એવી ઘરની દવા ખાવાથી આરામ થઇ ગયો એટલે વીઠુ પાછો કેમ નહીં આવ્યો એ જાણવાને માટેજ અમને આતુરતા રહી.

સાંજે અમે ફરતા ફરતા એને ઘેર પણ ગયા. ત્યાં ઓટલા ઉપરજ વીઠુ એક મોટી ધાબળી ઓઢીને ઢીલોઢચ થઇને બેઠો હતો.

"કેમ, અલ્યા વીઠુ ! તું પાછોજ કેમ નહીં આવ્યો ?" મેં પુછયું.

"શેઠ, હું આવીજ શકયો નહીં; મારાથી ચલાયુંજ નહીં એટલે માએ મને સુઈ જવાનું કહ્યું" વીઠુ બોલ્યો,

"પણ સવારના તો સાજો હતો એટલામાં થઇ શું ગયું ?" મેં પુછયું.

"ડાકટરે જે દવા આપી તેથી તબીયત બગડી આવી. દવા બહુ ખરાબ હતી" વીઠુ બોલ્યો.

મને આ ઉત્તરથી ખરી વસ્તુસ્થિતિ સમજાઇ. મેં પુછયું: "તેં ડાકટરને ત્યાં જઇને શું કહ્યું હતું ?"

"તમે જે કહેવાનું કહ્યું હતું તેજ; એમ કે શાક ખાવાથી ઝેર ચઢયું છે અને ઉલટીઓ થાય છે. માટે ચાર માણસને જોઇએ તેટલી દવા આપો."

"પછી એણે શું કહ્યું ?" મેં પુછયું.

"એમણે એમ કહ્યું કે એ તો એમ અમસ્થા બોલે પણ તું એક માણસને જોઇએ તેટલીજ દવા લઈ જા. તેમ કરતાં સારું નહીં થાય તો ફરીથી આવજે. પછી એમણે મને દવા બનાવી આપી ને હું પી ગયો" વીઠુ બોલ્યો.

"પણ, વીઠુ ! તું માંદોજ ન હતો, તને દવાની જરુરજ નહીં હતી એમ તને નહીં થયું ?" મેં પુછ્યું.

"ના જી."

"એ વિશે તેં વિચાર સરખો પણ નહીં કર્યો ?" મેં પુછ્યું.

"નાજી."

જેમણે વીઠુને જોયોજ નથી તે આ વાત માનવાની ના પાડે છે. મનુષ્યસ્વભાવશાસ્ત્રથી એ ઉલટું છે, શકયતાની મર્યાદાનું પણ ઉલંઘન કરી જાય છે. છાશમાં પાણી આ બાબતમાં વધુ પડતું ઉમેરાયું છે એમ વિવિધ પ્રકારે એ લોકો આ વાત તોડી પાડવાને કહે છે. જે લોકોએ વીઠુને જોયો છે તે લોકો આ વાત તરતજ માની લે છે.

સ્નેહવદનના આવવાથી—વાંચનાર સ્નેહવદનના આગમનની વાત ભુલી નહીં ગયા હોય એમ હું માનું છું—અમે બધા આનંદમાં આવી ગયા. સ્નેહવદનમાં આજ એક મોટી ખુબી છે. જેમ જેમ સંજોગો, આસપાસની વસ્તુસ્થિતિ વધુ પ્રતિકુળ તેમ તેમ સ્નેહવદન વધુ ને વધુ આનંદી થતા જાય. માત્ર આનંદી દેખાવાનો યત્ન સ્નેહવદન કરે છે એમ નથી, પણ નાનાં નાનાં દુઃખ, ક્ષુદ્ર અગવડો વગેરે માર્ગમાં આવવાથી સ્નેહવદનને ખરેખર આનંદ થાય છે અને ઉત્સાહ આવે છે. આવી જાતના બનાવો બની ગયા પછી કેટલેક કાળે આપણે એ યાદ કરીને હસી શકીએ છીએ. સ્નેહવદન જ્યારે એ બનાવ બનતા હોય ત્યારે હસે છે. પાણીથી તરબોળ થઇને પોતે આવ્યા તેથી પોતાનો ચીતાર જોઇને ખડખડાટ હસતા સ્નેહવદન દાખલ થયા, અને દાખલ થતાંજ ઘાંટો પાડીને તેમણે કહ્યુંઃ "સરલા-

બહેન ! આ અમારો વેષ જોયો ? કૈં ગરમાગરમ મસાલાની ચહા બા પાવો કે ઠંડી નીકળી જાય."

એમના આવ્યા પછી થોડીવારમાં વરસાદ પણ બંધ થયો એટલે અમે બધાં બહારજ ખુરશી નાખીને બેઠા અને વાતાવરણને અનુકુળ ગંભીર વિષયો ઉપરજ વાતે ચઢયા.

મેં એક વાત કહી, હું એક દિવસ સાંઝે ઘેર જતો હતો ત્યાં ટ્રેનમાં મને એક માણુસ મળ્યો. આ માણુસને હું ખાસ ઓળખતો ન હતો પણ અમારે સાહેબજી સલામનો તો વ્યવહાર હતોજ. આખે રસ્તે અમે વાત કરી અને પછી છુટા પડયા. બીજે દિવસે અચાનક મને જણાયું કે જે માણુસ સાથે મેં વાત કરી એમ હું ધારતો હતો તે માણુસ તો છ મહીના થયાં મરણ પામ્યો હતો.

અલબત્ત, મેં કોઈ બીજા માણુસને આ માણુસ ધારીને વાત કરી હશે. એમ ખુલાસો આપી શકાય; પણ આશરે અરધા કલાકની વાતચીત ઉપરથી પણ મને કે સામા માણુસને મારી ભુલ નહીં જણાઇ એ જરા અજબ થવા જેવું છે.

આ ઉપરથી સ્નેહવદને મને પુછ્યું "તમે સ્પીરીચ્યુઆલીઝમ માં માનો છો ? "

"આ પ્રશ્ન જરા વિશાલ છે. તમે સ્પીરીચ્યુઆલીઝમ એટલે શું કહેવા માગો છો ?" મેં પુછ્યું.

"વારુ, તમે માની શકો છો કે એક મૃત્યુ પામેલા મનુષ્યનો આત્મા પાછો આ જગતમાં આવી શકે છે અને આવીને કૈં કાર્ય કરી શકે છે અથવા તો કૈં કાર્ય કોઇ દ્વારા કરી શકાવે છે ? દાખલા તરીકે; મારા એક મિત્ર હમેશાં ટેબલ ઉપર આંગળીઓ મુકીને પ્રેતાત્માને બોલાવતા હતા. એક વખત તે ટેબલે પોતાની મેળે ખંડના મધ્ય ભાગમાંથી ખસીને પેલા મિત્રને ભીંત સાથે દબાવી દીધો. તમારામાંથી કોઇ પણ આ વાત માની શકે છે?"

"હું માની શકું," ભાનુશંકર બોલ્યા.

"પણ તે પહેલાં મારે તમારા મિત્રને આ વિશે પુછવુંજ જોઇએ. સ્વાભાવિક અને અસ્વાભાવિક વચ્ચેનો તફાવત આપણે ઘણી• વાર એટલોજ ગણીએ છીએ કે જે વારંવાર બને તે સ્વાભાવિક. અને જે કોઇકજ વખત બને તે અસ્વાભાવિક. જે બનાવ આપણે કોઈપણ સાધારણ રીતે સાબીત નહીં કરી શકીએ એટલે તે બનાવ આપણે માનવોજ નહીં એવો કેટલાકનો મત છે: પણ હું આ મતને ટેકો આપી શકતો નથી."

"પ્રેતાત્મા અહીં આવી શકતા હશે અને કોઇક કાર્ય કરી શકતા હશે એમ તો હજી હું માનું છું પણ અહીં આવીને ટેબલ ઉપર ટકોરા મારવા જેવાં કાર્ય કરવાની ઇચ્છા ધરાવતા હશે એમ હું માની શકતો નથી" કનૈયાલાલ બોલ્યા.

"એ તો હું પણ માનતો નથી," સ્નેહવદને કહ્યું. "પણ મારું• કહેવું જુદુંજ છે. ધારો કે એક માણસને પોતાની તીવ્રમાં તીવ્ર ઇચ્છા પુરી પાડયા વિના મૃત્યુ આવ્યું તો મૃત્યુ પછી તેનો આત્મા તે ઇચ્છા પુરી પાડવા પાછો અહીં આવી શકે એમ તમે માનો છો કે કેમ ?"

"જો આપણે એક વખત એમ માનીએ કે મૃત્યુ પછી પણ આ સંસારની વાસના રહી જાય છે તો પછી આ વાત મનાય એવી છે ખરી. પણ આ વાત કહેવામાં તમારી મતલબ શી છે ?" કનૈયાલાલે કહ્યું.

"હમણાંજ હું કહું છું," સ્નેહવદને કહ્યું;

"મેં આ વાત આજેજ સવારે એક વૃદ્ધ ફ્રેંચ ડાકટર પાસેથી સાંભળી છે. હકીકત સાદી અને ટુંકીજ છે અને બાસઠ વર્ષ પહેલાંના ત્યાંની પોલીસના રીપોર્ટોમા વાંચવામાં આવે તેવી છે.

"પણ આ વાતનો સૌથી અગત્યનો મુદ્દો કોઇપણ ઠેકાણેથી જણાય તેમ નથી અને જણાશે પણ નહીં.

"વાતની શરુઆત એક પુરૂષે બીજા પુરુષના જીવનમાં મોટો ઉલ્કાપાત કરીને તેના સર્વ સુખનો નાશ કર્યો ત્યાંથી થાય છે,

ગુનોહ શો હતો તેની મને ખબર નથી પણ પેલા બીજા પુરુષની પહેલા પુરુષ પ્રત્યેની ધિક્કારની ઉગ્રતા અને ભીષણતા જોતાં બીજા પુરુષની સ્રીને પહેલા પુરુષે કલંક લગાડયું હોય એમ સંભવે છે.

"તેમ છતાં આ માત્ર એક અટકળ છે અને વાતમાં એ બહુ મહત્વ ધરાવતી નથી એટલે હું એ પ્રશ્ન ત્યાંથીજ પડતો મુકું છું. ગુનોહ કરનાર પુરૂષ નાઠો. બીજો પુરુષ તેની પુઠે પડયો. આ ભયંકર શરતમાં પહેલા પુરુષને માત્ર એક દિવસ જેટલો વખત નાસવાનો મળ્યો હતો. શરતનું ક્ષેત્ર આખી દુનીઆં હતું અને ઇનામમાં પહેલા પુરૂષની જીંદગી હતી.

"તે વખતમાં મુસાફરી કરનાર થોડા હતા એટલે પુઠ પકડવી સહેલી હતી. પહેલા પુરૂષને બીજો પુરૂષ પોતાનાથી કેટલો દૂર છે એની ખબર નહીં હોવાથી અને પોતે આખરે તેના પંજામાંથી નાસી છુટયો છે એવી ભ્રાંતિ થવાથી કોઇક વખત તે અમુક સ્થળે વિશ્રાંતિ લેવા થોભતો. બીજા પુરૂષને પહેલો પુરૂષ પોતાનાથી કેટલો દૂર છે તેની ચોક્કસ ખબર પડતી જતી હોવાથી તે બીલકુલ વિશ્રાંતિ લેતોજ નહીં. આથી દિનપ્રતિદિન ધિક્કારથી ઉત્તેજીત પુરૂષ અને બીકથી નાસતા પુરૂષ વચ્ચેનું અંતર ધીમેધીમે કમી થતું જતું હતું.

"એક ગામે બીજા પુરૂષને ખબર પડતી કે પહેલો પુરૂષ આગલી રાતે સાંજે સાત વાગ્યે ત્યાંથી ગયો છે; એટલે બીજો પુરૂષ મનમાં બબડતોઃ 'હવે અઢાર કલાકનું છેટું રહ્યું છે. કેં નહીં, મને જલદી ખાવાનું આપો અને ગાડીના ઘોડા બદલાવી નાંખો.

"બીજે ગામે અંતર સોળ કલાકનું રહેતું."

"વચમાં ગાડીમાંથી ડોકું કાઢીને બીજો પુરુષ વટેમાર્ગુઓને પુછતોઃ 'અહીંથી એક કદાવર અને ખુબસુરત પુરુષની ગાડી ગઇ છે? ગઇ છે તો કયારે ગઇ?"

"જવાબ મળતોઃ "સાહેબ ! આજે સવારેજ ગઇ." બીજો પુરુષ હાંકનારને કહેતોઃ "દોડાવ, જોરથી દોડાવ, જોરથી દોડાવશે તો જે માગશે તે આપીશ."

"ઘોડાવાળો કહેતોઃ "પણ સાહેબ, ઘોડા મરી જાય તેનું શું ?" તો જવાબ મળતો. "જીવતાની કીંમત હોય તેના કરતાં બમણા."

"એમ કરતાં કરતાં આખરે એક દિવસ બીકથી નાસતા પુરુષે રસ્તામાં એક દેવળ જોયું એટલે તે અંદર ગયો અને ગુંઠણીએ પડીને ત્યાં પ્રાર્થના કરવા લાગ્યો. ઘણીવાર સુધી તેણે પ્રાર્થના કરી કારણ કે ડુબતો માણસ ધર્મના તૃણને પણ વળગે છે. તે પ્રાર્થના કરતો હતો એટલામાં પેલો બીજો પુરુષ ત્યાં આવી પહોંચ્યો અને તે પણ પહેલા પૂરૂષથી સહેજ છેટે ગુંઠણીએ પડયો; પણ તે તો પ્રભુનો ઉપકાર માનવાજ ગુંઠણીએ પડયો હતો એટલે તરત ઉઠીને ઉભો થયો. પહેલા પુરુષે પ્રાર્થના કરતાં આંખ ઉઘાડીને જોયું તો બીજા પુરૂષને જોયો પણ તે બીજા પુરૂષની આંખમાં પ્રકાશી રહેલાં વિજયના તેજને લઇને તે ઉઠી શકયો નહીં. બીજો પુરૂષ એક એક ખુરશી ખસેડતો પહેલા પુરૂષ પાસે ધીમે પગલે આવતો ગયો. પહેલો પુરૂષ ફાટેલી આંખે તે જોઇ રહ્યો.

"એમ કરતાં કરતાં જ્યારે બીજો પુરૂષ પહેલા પુરૂષની છેક સમીપ આવ્યો ત્યારે અચાનક દેવળમાં પ્રચંડ ઘંટાનો અવાજ થયો. આ અવાજથી બીજા પુરૂષની છાતી બેસી ગઈ અને એક ક્ષણમાં નિઃશબ્દ તે મૃત્યુ પામીને ગબડી પડયો. તેના મુખ ઉપર તેમ છતાં પણ વિકટ હાસ્ય ફરકી રહ્યું હતું.

"પહેલો પુરુષ પ્રભુનો આભાર માની દેવળની બહાર ચાલ્યો ગયો.

"બીજા પુરુષના શબનું શું થયું તે બરાબર જણાયું નથી. તેના કોઇ મિત્રો ન હતા, તેને કોઇ ઓળખનાર પણ ન હતું. અજાણ્યા પુરુષનું દેવળમાં મૃત્યુ થયું છે એટલી જ વાત બહાર જણાઈ.

"અનેક વર્ષો વહી ગયાં પહેલો પુરૂષ નામાંકિત વિજ્ઞાનશાસ્ત્રી તેમજ રસાયનશાસ્ત્રી થઈ ગયો. તેની પ્રયોગશાળામાં તેના કાર્યમાં મદદરૂપ થઇ પડનાર અનેક પદાર્થો અને વસ્તુઓ હતાં જેમાં એક

પુરુષનું હાડપિંજર ખાસ ધ્યાન ખેંચતું હતું. આ હાડપિંજર બહુ જુનું હતું અને તેમાં સમારકામ પણ ઘણું કરવામાં આવ્યું હતું. એક દિવસ હાડપિંજર પડી ગયું અને કોઈ પણ ઉપયોગમાં આવે તેવી સ્થિતિમાં રહ્યું નહીં. આથી આવું બીજું હાડપિંજર ખરિદવાની તે પહેલા પુરુષને જરુર પડી. આવી વસ્તુઓ વેચનારને ત્યાં કહેવડાવ્યાથી દુકાનદારે એક પુરુષનું હાડપિંજર મોકલાવી આપ્યું. સાંજે પેલું હાડ-પિંજર જુના હાડપિંજરની જગ્યાએ ઉભું રહ્યું.

"પેલો નામાંકિત પુરુષ પ્રયોગશાળામાં પોતાની રોજની ખુરશી ઉપર બેઠો અને પોતાના નવા પ્રયોગમાં વિચાર પરોવવાનો યત્ન કરવા લાગ્યો. પણ કોણ જાણે શાથી વિચાર સ્થિર રહ્યા નહીં. તેના વિચાર એકજ દિશામાં જવા લાગ્યા.

"આવી મનની સ્થિતિ દૂર કરવા પેલા પુરુષે એક પુસ્તક ઉઘાડીને વાંચવા માંડયું. પુસ્તકનો વિષય નહીં વાંચી શકાયો. તેને બદલે એક પુરુષે બીજા પુરુષનું જીવન નષ્ટ કર્યું હતું તે ઉપરથી બીજા પુરુષે પહેલા પુરુષની પુઠ પકડી હતી તે જ કથા વંચાઈ. ગુસ્સે થઇને તે પ્રખ્યાત રસાયનશાસ્ત્રીએ પુસ્તક ફેંકી દીધું અને બારીમાંથી બહાર જોવાનો યત્ન કર્યો. બહાર એક જુનું, વિશાલ દેવળ જણાયું. દેવળના ઓટલા ઉપર એક પુરુષનું શબ પડયું હતું. શબના મુખ ઉપર વિકટ હાસ્ય ફરકી રહ્યું હતું.

"પોતાની જાતની મુર્ખાઇ ઉપર ચીઢવાઇને તેણે અટ્ટહાસ્ય કર્યું. પણ અટ્ટહાસ્ય તરત જ અટકી ગયું કારણ કે એ પ્રયોગશાળામાં પોતાના અટ્ટહાસ્યના પ્રત્યુત્તરમાં એક બીજું અટ્ટહાસ્ય સંભળાયું. સહસા ભયથી તેના પગ જમીન સાથે ચોંટી ગયા. તેણે ફરીથી અટ્ટ-હાસ્ય સાંભળવાનો યત્ન કર્યો પણ સંભળાયું નહીં. જે દિશામાંથી અવાજ આવ્યો હતો તે દિશામાં તેણે જોયું. ત્યાં માત્ર પેલું નવું હાડપિંજર વિકટ હાસ્ય કરતું દેખાયું. નામાંકિત રસાયનશાસ્ત્રી મુખ ઉપરનો પરસ્વેદ લુછતો તે પ્રયોગશાળામાંથી બહાર નીકળી ગયો.

"બે દિવસ સુધી પેલો પુરુષ એ ઓરડામાં જઇ શકયો જ નહીં–ગયો જ નહીં, ત્રીજે દિવસે એને એમ લાગ્યું કે આ પ્રમાણે બીહીને ડર્યા કરવું એ તો માત્ર બાયલાપણું જ કહેવાય એટલે હીમતથી દીવો લઇને તે અંદર ગયો. અંદર જઇને પેલાં હાડપિંજરને તેણે બારીકાઇથી તપાસ્યું. 'ત્રણસો ફ્રાંકમાં લીધેલાં હાડકાં છે. એનાથી મારે ગભરાવું !' આટલું બોલીને તેણે વિકટ હાસ્ય કરનાર તે હાડપિંજરના મુખ આગળ આગળ દીવો ધર્યો. જાણે શ્વાસોચ્છ્વાસથી પવન લાગ્યો હોય તેમ દીવો છળ્યો.

"આથી પ્રથમ તેનું હૈયું કંપ્યું પણ તરત તે પાછો હીંમતવાન થઇ ગયો. ઘર જુનું હતું અને ભીંતોમાં ફાટ ઘણી હતી તેમાંથી કોઇક ફાટમાંથી પવન આવ્યો હશે એટલે દીવો છળ્યો હશે એમ તેણે મનને મનાવ્યું. હાડપિંજરના મુખ સામે ટગર ટગર જોતો તે દીવો લઇને પાછો હઠયો અને પાછું મનમાં તેણે ઉપલું કારણજ છે એમ ઠસાવ્યું. પાછા હઠતાં તે પોતાના ટેબલ આગળ ગયો અને ત્યાં દીવો મુકીને પોતે ખુરસી ઉપર બેઠો. ખુરસીના હાથા તેણે જોરથી પકડી રાખ્યા. તેની આંગળીઓ આ જોરથી ફીક્કી પડી ગઈ.

"તેણે કામ કરવાનો યત્ન કર્યો પણ હાડપિંજરના આંખના ખાડા તેને પોતાની તરફ ખેંચતા હોય એમ તેને લાગ્યું. તે ઉઠયો અને ઓરડામાંથી ચીસ પાડતા નાસી જવાની તેની ઊર્મિને દબાવી દેવાના યત્ન કરવા લાગ્યો. બીકથી ધ્રુજતાં, તેની દૃષ્ટિએ એક પડદો પડયો. તેણે ખસેડીને પોતાની અને હાડપિજરની વચ્ચે તેને મુકયો. પછી પાછો પોતાનું કામ કરવાનો યત્ન કરવા લાગ્યો. બેચાર મીનીટ એ પ્રમાણે એણે કર્યું પણ પછી એનાથી રહેવાયું નહીં. પોતાની આંખ જે જોવા માગતી હતી તે જોવાને તેણે માથું ઉંચકયું.

"કદાચ તેની આંખે તેને દગો દીધો હશે, કદાચ પડદાની અમુક સ્થિતિએ એ પ્રમાણે બનવા પામ્યું હશે. ગમે તેમ હોય પણ એણે—એની આંખે હાડપિંજરનો એક હાથ પડદાની આ બાજુ

ધીમેધીમે આવતો જોયો. એક ભયાનક ચીસ પાડીને તે જમીન ઉપર ગબડી પડયો અને બેભાન થઇ ગયો.

"ઘરમાંથી બધાં માણુસો આ ચીસ સાંભળીને દોડી આવ્યા અને તેને ઉચકીને તેના બીછાના ઉપર લઇ ગયાં. ભાનમાં આવતાં પહેલો પ્રશ્નજ તેણે એ પુછયો કે તેમણે એ હાડપિંજર ક્યાં જોયું? જ્યાં ગોઠવેલું હતું ત્યાંજ એમણે જોયું હતું એવો જવાબ સાંભળ્યો છતાં સંતોષ નહીં પામવાથી તેણે બધાંને પાછાં જોવા મોકલ્યાં. જોઇને આવીને બધાંએ છુપી રીતે હસતાં પાછું એનું એજ કહ્યું અને ઘણું કામ કરવાથી તેની તબીયત બગડી આવી છે અને વિશ્રાંતિ અને હવાફેરની જરુર છે એમ પણ કહ્યું. આ તેણે કબુલ કર્યું.

" આ પ્રમાણે ઘણા મહીના સુધી તે ઓરડાનું બારણું બંધ રહ્યું. પછી એક શીયાળાની ઠંડી રાતે પેલા રસાયનશાસ્ત્રીએ એ ઓરડાનાં બારણાં ઉઘાડીને અંદર જઇને બારણાં દઇ દીધાં.

" તેણે દીવો સળગાવ્યો, ચોપડી ઉઘાડી અને ટેબલ ઉપર જોઇતી વસ્તુઓ ગોઠવવા માંડી. ભુતકાળની બીક પાછી તેના હૃદયમાં પેઠી.

" પણ આ વખતે તે બીકને–તે ગેરવ્યાજબી બીકને તેણે જીતવાનો નિશ્ચય કર્યો હતો. હવાફેરથી તે તંદુરસ્ત બન્યો હતો અને મગજ પણ સ્થિર અને ચોખ્ખું હતું. તેણે જઇને બારણાં બરાબર વાસ્યાં અને કુંચી લઇને કલમદાનમાંથી બહાર બીજા ઓરડામાં ફેંકી દીધી.

" પાછળથી તેની વૃદ્ધ ચાકરડીએ સુવા જતી વખતે તેનાં બારણાં ઠોક્યાં હતાં અને તેને ' ગુડનાઇટ ' પોતાના રીવાજ પ્રમાણે કહી હતી. જવાબ નહીં મળવાથી તેણે શકથી ફરીથી બારણાં ઠોક્યાં એટલે અંદરથી ' ગુડનાઇટ ' ના શબ્દોનો અવાજ આવ્યો એટલે સંતોષ પામીને તે ચાલી ગઇ.

" તે વખતે તેને એ વિશે ઝાઝા વિચાર આવ્યાજ ન હતા પણ પાછળથી વિચાર કરતાં તેણે જણાવ્યું હતું કે એ અવાજ બહુ કર્કશ

અને યાંત્રિક લાગ્યો હતો. એ અવાજ કોના જેવો હતો તે સરખાવવાનું એને કહ્યું ત્યારે એણે કહ્યું હતું કે કોઇ યંત્રનું પુતળું બોલે તો એવું જ બોલે.

"બીજે દિવસે સવારે પણ એનું બારણું બંધજ રહ્યું. પણ આ પ્રમાણે આખી રાત અને બીજે દિવસ પણ તે ઘણીવાર બારણાં બંધ કરીને કામ કરતો એટલે કોઇને આશ્ચર્ય ઉત્પન્ન થયું નહીં. પણ જ્યારે તે દિવસે સાંજે પણ બારણાં ઉઘડયાં નહીં ત્યારે ચાકરો અને બીજાં બધાં માણસો તેના બારણાં આગળ ભેગાં થયા અને આગળ જે બનાવ બની ગયો હતો તે યાદ કરીને ગભરામણમાં પડયાં.

"તેમણે બારણા આગળ કાન ધર્યા પણ અવાજ સંભયો નહીં તેમણે બુમો પાડી પણ જવાબ મળ્યો નહીં, તેમણે બારણા જોરથી અફાળ્યાં પણ સામેથી અવાજ સંભળાયો નહીં.

"આથી ગભરાટ અને ધાસ્તીથી તેમણે બારણાં તોડવાનો યત્ન કર્યો અને મહામહેનતે આખરે તોડયાં પણ ખરાં. બધાં માણસો ટોળું થઇને અંદર દાખલ થઇ ગયાં.

"પેલો નામાંકિત રસાયનશાસ્ત્રી પોતાની ખુરશી ઉપર ટટાર બેઠો હતો. બધાં માણસોને પ્રથમ એમ જણાયું કે તે ઉંઘમાંજ મૃત્યુ પામ્યો હશે. પણ જ્યારે તેઓ પાસે ગયાં અને દીવાનો પ્રકાશ તેના મુખ ઉપર તેમણે નાખ્યો ત્યારે તેમા ગળાં ઉપર માણસની આંગળીના હાડકાંના ડાઘ હતા અને કોઇપણ મનુષ્યની આંખમાં સાધારણ રીતે નહીં જણાતાં હોય તેવાં ભયંકર બીક અને ભયાનક ભયનાં ચિહ્‌ન તેની આંખમાં સ્પષ્ટ જણાતાં હતાં."

સ્નેહવદન વાત કહી રહ્યા. કેટલીકવારે ભાનુશંકરે પ્રસરેલી શાંતિમાં વિઘ્ન નાખ્યું. "આજે રાતે મારે તો અહીંજ સુઇ રહેવું છે." સ્નેહવદનની વાતોમાં મુળ આજ ખાસ ખુબી છે. તેમની વાતો સાંભળ્યા પછી એકદમ કોઇથી ઘરની બહાર એકલા નીકળાતું નથી.

## પ્રકરણ ૧૦ : એક પ્રેમકથા.

 કનૈયાલાલ, સ્નેહવદન અને ભાનુશંકર બેઠા હતા. કોઇ પણ ખરાબ પાત્ર વિનાની એક નવલકથા અમે લખીએ તો કેમ એ વિષય સંબંધે અમે વાદવિવાદ ઉપર ચઢયા પણ આવી નવલકથા નિરસજ થાય એવા મત ઉપર અમે સર્વાનુમતે આવ્યા.

"આ જગતમાં ખરાબ મનુષ્યોજ નહીં હોત તો જગત કેટલું બધું શુષ્ક લાગત !" કનૈયાલાલે કહ્યું. "જો કે વિચાર બહુ સારો નથી પણ તેમ છતાં પણ એમાં અસત્ય જેવું તો કશું નથીજ. કેટલાંક મનુષ્યો આ દુનીઆમાંથી પાપ કાઢી નાખવાના પ્રયાસો કરે છે એથી કેટલીકવાર હું બહુ ઉદાસ થઇ જાઉં છું. પાપને આ જગતમાંથી કાઢી નાખો તો 'સાહિત્ય' જેવો શબ્દજ નહીં રહે. ગુનેહગાર વિના આપણે લેખકો ભુખેજ મરવાના."

"એમાં ઉદાસ થવા જેવું કશું નથી." સ્નેહવદને કહ્યું. જયારથી જયારથી જગતની ઉત્પત્તિ થઇ ત્યારથી દુનીઆનાં અરધાં માણસો બીજાં અરધાંને સુધારવા મથી રહ્યા છે છતાં પણ જગતમાંથી પાપ ઓછું થયું નથી. મનુષ્યોને સુધારવાં એ જવાલામુખીને મોંએ ઢાંકણું દેવા જેવું છે. એક ઠેકાણેથી મોં બંધ કરીએ તો બીજે ઠેકાણે મોં થાય અને તેમાંથી લાવા નીકળેજ. એટલે આપણે જીવીશું ત્યાંસુધી તો પાપ નાબુદ થઇ જવાનું નથી."

" હું તમારા જેટલો આશાવાદી થઇ શકતો નથી. " કનૈયાલાલ બોલ્યા. " આપણા જીવનમાંથી ગુનાહ–આકર્ષક ગુનાહ અદ્રશ્ય થતાજ જાય છે. ચાંચીઆઓ અને લુટારાઓ હવે કયાં છે ? રુમાલે ફાંસા દઇને સેંકડો માણસને મારનાર ઠગ હવે કોની નજરે પડે છે ? માણસો પોતાની સ્ત્રીઓની લાજ લુટનારને ખંજર ભોકીને સજા કરતા નથી પણ કોર્ટમાં જઇને સજા કરાવે છે. હવેના ચોર માત્ર રસ્તામાં ફરતા ભીખારીઓ જ છે અને તે પણ એટલા ઉપર પડેલી વસ્તુઓ ઉઠાવી જઇને સંતોષ માની લે છે. હવે પોતાની માશુકોનાં હરણ કરી જવાને તત્પર થએલા કેટલા આશકો દષ્ટિગોચર થાય છે ? જો આપણે લેખકો આ જાતના ગુનાહને ઉત્તેજન આપવાને માટે એક મંડળ નહીં કાઢીએ તો જરુર આપણે રવડી જઇશું એમ મારું ધારવું છે. "

કનૈયાલાલની આવા પ્રકારની ટીકાથી ભાનુશંકરનો પીત્તો ખસ્યો. સાહિત્યને માટે ભાનુશંકરના વિચાર બહુ ઉચ્ચ હતા. તેમણે તરત કહ્યું: " કનૈયાલાલ ! તમારા ધારવા પ્રમાણે સાહિત્ય એ માત્ર પાપના પાયા ઉપરજ રચાએલ મંદિર છે ?"

" ત્યારે બીજું શું છે ?" વાદવિવાદ કરનાર મળે એટલે પછી કનૈયાલાલને બીજું કૈં પણ ગમે તેમ ન હતું. એટલે બહુ ઉત્સાહથી એમણે કહ્યું: "મૂર્ખતા, હૃદયની નિર્બલતા અને પાપ સીવાય તમે આકર્ષક સાહિત્ય શી રીતે રચી શકો ? મનુષ્યોના દુ:ખના ઢગલામાંથી જ લેખકો પોતાનું ગુજરાન ચલાવે છે. તમે એક એવી સર્વ રીતે સંપૂર્ણ દુનીઆ ધારો–જેમાં પુરુષો અને સ્ત્રીઓ કોઇ પણ વખત ખોટું આચરણ કરતાં જ નહીં હોય, જેમાં છોકરાંઓ કદી તોફાન કરતાં જ નહીં હોય, જેમાં કુતરાઓ માણસોને કદી બીવડાવતાંજ નહી હોય, જેમાં પત્નીઓ પતિઓને કદી કાયર કરતીજ નહીં હોય, જેમાં કદી પતિઓ પત્નીઓને લાકડીના પ્રહારથી પુજતા જ નહીં હોય,

સાઠ વર્ષના ડોસાઓ કલપ લગાડીને જુવાન દેખાવાનો ઢોંગ કરતાજ નહીં હોય, જાહેર જગ્યાઓમાં જુનાં પરણેલાં જોડાંઓ એકેકમાં પ્રેમ બતાવીને મૂર્ખાં બનતાંજ નહીં હોય, કેળાંની છાલથી કોઇ માણુસ ગબડતું જ નહીં હોય, પવનથી કોઇની પાઘડી ઉડતી જ નહીં હોય! તો પછી તેવામાં તમારો હાસ્યરસ કયાં જાય? કેવી રીતે જમાવાય? વળી જે દુનીઆમાં હૈયાં કદી દુઃખથી ઝખમાય જ નહીં, જેમાં ઓષ્ઠને ચુંબનસ્પર્ષ સીવાય બીજું દુઃખ હોય જ નહીં, જેમાં આંખમાંથી અશ્રુ પડતાં જ નહીં હોય, જેમાં ચર્ણ કોઇ દિવસ થાકતા જ નહીં હોય, જેમાં પેટમાં કોઇ દિવસ ભુખના ખાડા પડતા જ નહીં હોય, જ્યાં વિયોગ કે મૃત્યુ જેવું દુઃખ જ નહીં હોય ત્યાં–તેમાં તમે કરુણરસ કેવી રીતે ઉત્પન્ન કરો? જ્યાં પુરુષો માત્ર પોતાની પત્નીને જ ચહાતા હોય, જ્યાં પત્નીઓ માત્ર પતિ પાસે જ ચુંબન લેતી હોય, જ્યાં પુરુષોનું હૃદય સર્વદા નિર્મલજ હોય અને સર્વ સ્ત્રીઓ પતિવૃત્તા જ હોય, ત્યાં તમારી દીલ ઉશ્કેરનારી, કલેજાં થડકાવનારી, ચારિત્રોનાં ઝીણાં પૃથક્કરણ કરનાર નવલકથાને કયી રીતે સ્થાન? ભલા ભાનુશંકર, આપણે નવલકથાકારો, નાટિકાઓ લખનારાઓ અને કવિઓ જગતના દુઃખથી જ દ્રવ્યવાન થઇએ છીએ. આપણે શયતાનના લશ્કરના ખાસ ખબરપત્રીઓ છીએ. તેના વિજયનાદ આપણે મોટી મોટી નવલકથાદ્વારા વાંચનારને સંભળાવીએ છીએ. તેની શીકસ્તો આપણે બોધ લેવા જેવાં નાટકોદ્વારા જોનારને બતાવીએ છીએ."

"કનૈયાલાલ, તમારું કહેવું ખરું છે," સ્નેહવદને કહ્યું: "પણ આપણે એકલા જ મનુષ્યોના દુઃખથી કમાઇએ છીએ એમ નથી એ તમારે ધ્યાનમાં લેવું જોઇએ. ડાકટર, વકીલ, ધર્મગુરુ, વગેરે પણ આપણી માફક જ કમાઇ ખાય છે. આ વિશે મને એક વાત સાંભરી આવે છે. એક વખત એક ખુનીને ફાંસીએ ચઢાવતા હતા. ખુની માંચડા આગળ ઉભો હતો. તેની પાસે માજીસ્રેટ, સીપાઇઓ,

જેલનો ઉપરી, ધર્મગુરુ વગેરે ઉભા હતા. ધર્મગુરુએ તેને છેલ્લી ઘડીએ પણ ઉપદેશ આપવા માંડયો અને માજીસ્રેટે પણ તેને શીખામણ આપવા માંડી; એટલે પેલા ખુનીનો મીજાસ ખસ્યો. તેણે એ બધાને બરોબર બહોણાવીને કહ્યું: "તમે અહીં બગભગત જેવા આવીને ડાહ્યા થાઓ છો પણ મારા જેવા કોઇ હોય જ નહીં તો તમને કૈ નોકરી મળવાની હતી? અમારા જેવાના પ્રતાપે જ તમે મોટા મોટા પગાર ખાઇને તાગડધીન્ના કરો છો. આજે આ અહીં ટોળું એકઠું થયું છે તેમાં ખોટ તો એકલા મને જ છે. બીજા કોને નહાવા જવું પડે એમ હતું?' આટલું તિરસ્કારથી કહીને પેલા ખુનીએ કહ્યું; 'ચાલ ભાઇ ચાલ, તારું કામ જલદી કરી લે. નાહક આ બધા શાણા, ડાહ્યા, પરમાર્થી અને પરગજુ ગૃહસ્થો ખોટી થાય છે."

"ખુનીમાં હીંમત તો ખરી" કનૈયાલાલે કહ્યું.

"અને હાસ્યરસ પણ ખરો" સ્નેહવદને કહ્યું.

"મને આ તમારી વાતથી એક બીજી વાત સાંભરી આવે છે." કનૈયાલાલ બોલ્યા. "એક વખત એક મોટા વર્તમાનપત્રની ઑફીસમાં કૈંજ નવા તાર સમાચાર આવ્ય ન હતા અને શેના ઉપર લેખ લખવો એ વિશે તંત્રી અને એના મદદનીશોમાં વાદવિવાદ ચાલી રહ્યો હતો. તંત્રીએ દીલગીર થઇને કહ્યું: 'આ કૈં દુનીઆ છે! નથી એકે લઢાઇ ચાલતી, નથી એકે ભયંકર ખુન થતાં કે નથી કૈં પોલીસોનો જુલમ કે નથી દુકાળ! ત્યારે આપણે લખવું શેના ઉપર? રોજ ને રોજ કૈં બાળલગ્ન કે સ્ત્રીકેળવણી ઉપર લખ્યા કરાય છે!' આ પ્રમાણે નિરાશા અને નિરુત્સાહથી બધા બેઠા બેઠા બબડતા હતા ત્યાં એક ખબરપત્રી આનંદથી ઉછળતો આવી પહોંચ્યો. બધાએ એકદમ પુછ્યું કે શું છે? પેલાએ કહ્યું કે હવે આપણે છ સાત દિવસ ગભરાવાની કૈં જરુર નથી.—સ્ટેશને રેલ્વેનો મોટો અકસ્માત થયો છે અને ત્રણુસોએક માણુસો મરી ગયાં છે. ચાર પાંચ

તો લગ્ન કરવા જતી જાન સફાચટ થઇ ગઇ છે. આ ખબર સાંભળીને બધા જ ખુશ થઈ ગયા અને એમનો નિરુત્સાહ એકદમ અદૃશ્ય થઈ ગયો. આ પ્રમાણે એક માણસનો જીવ જાય અને બીજાને આનંદ પડે એવું પરાપૂર્વથી ચાલતું જ આવેલું છે."

આ ઉપરથી મને એક નર્સે કહેલી એક બે વાતો યાદ આવી. બધા લેખકો, નવલકથાકારો અને કવિઓના કરતાં એક નર્સ સ્ત્રી અને પુરુષના ચારિત્રને વધારે સારી રીતે સમજી શકે છે અને તેમના આત્માનું વધુ સારી રીતે પૃથક્કરણ કરી શકે છે એમ હું ધારું છું. આખું જગત એક રંગભૂમિ છે અને તેમાં આપણે સ્ત્રી પુરુષો નટી અને નટરૂપે છીએ. જ્યાં સુધી આપણે તંદુરસ્ત હોઇએ છીએ ત્યાં સુધી આપણે આપણો વેષ બરાબર ચાલાકીથી ભજવીએ છીએ અને કોઇક કોઇક વખત તો જે વેષ આપણે ભજવતા હોઇએ તેજ પાત્ર આપણે છીએ એમ પણ આપણે માની લઇએ છીએ. પણ માંદગી આવે છે એટલે આપણે ભુલકણા થઇ જઇએ છીએ. અને પ્રેક્ષક વર્ગ ઉપર જે અસર આપણે કરવા માગીએ છીએ તે અસર વિશે આપણે બેદરકાર બની જઇએ છીએ. આપણે મુખ ઉપર પાઉડર અને રંગ લગાડવાને અશક્ત થઇએ છીએ અને ભપકાર વસ્ત્રો એમ ને એમ આપણી કને • પડી રહે છે. શૌર્ય સુચવતો અભિનય અને સદ્‌ગુણો બતાવનારી ચેષ્ટાથી આપણને કંટાળો આવે છે. જ્યાં રંગભૂમિના પ્રકાશિત દીવા આપણને પ્રકાશમાં લાવતા નથી અને પ્રેક્ષકવર્ગની તાળીઓ અને તિરસ્કાર સંભળાતાં નથી એવા શાંત, અંધકારમય ઓરડામાં આપણે આપણા ખરા સ્વરૂપમાં આવીએ છીએ.

આ નર્સ ભલી, માયાળુ હતી. તેની સ્વપ્ન જોતી હોય તેવી આંખો જેને જોતી તેને પોતાના હૈયામાં સચોટ ઉતારી દેતી એમ જણાતું. તેણે કહેલી વાતો હું લખીને પ્રસિદ્ધ કરું એમ ઘણીવાર મને

લાગતું પણ પાછળથી એ વિચાર હું છોડી દેતો કારણ કે એમાંની ઘણીખરી વાતો જગતની કાળી બાજુ દર્શાવનારી હતી પણ તે ઘણી દીલગીરી ભરી હતી; અને કેટલાકથી આપણને હસવું આવે તેવી હતી ત્યારે તે ભયાનકજ લાગે તેવી હતી.

"હું જ્યારે કોઇક ઘરમાં પહેલી વખત પ્રવેશ કરૂં છું ત્યારે હું જીવનનાં દૃશ્યોની પાછળ ભરાતી હોઉં એમ મને લાગે છે. તમારી આસપાસ, નાટકની માફકજ લોકો આવે છે, જાય છે, હસે છે, રડે છે અને વાતો કરે છે. તમે દર્દીની આંખ જુઓ તો તમને તરત લાગે કે ખરેખર આ સઘળું નાટક જેવુંજ છે." એ નર્સે એક વખત હું માંદો હતો ત્યારે મને કહ્યું હતું.

"એક વખત હું મારી કારકીર્દીની શરૂઆતમાં" નર્સ વાત કરતાં કરતાં બોલી હતી. "એક શસ્ત્રપ્રયોગના કેસમાં હું ગઈ હતી. ત્યાં મેં એક કમનસીબ ભુલ કરી હતી. ભુલ નજીવી હતી પણ અમારાં જેવાંઓએ એ નજ કરવી જોઇએ.

"મારો દર્દી એક ખુબસુરત દેખાવનો ભોળા સ્વભાવનો પુરૂષ હતો. તેની સ્ત્રી સુંદર હતી પણ તેનો સ્વભાવ બરફના ડુંગર જેવો હતો. મને પહેલેથીજ એના ઉપર ચીઢ ચઢી હતી. બંને એકમેકમાં બહુ વહાલ દાખવતાં હતાં. મને હમણાં જેટલો જગતનો અનુભવ છે એટલો તે વખતે હોત તો એ વહાલ માત્ર દેખાવનુંજ છે એમ હું તરતજ જાણી જાત.

"ઑપરેશન મુશ્કેલ અને કપરૂં હતું. તે પુરૂં થયા પછી રાતે દર્દીને સન્નિપાત શરૂ થયો. દર્દી 'મેના' કરીને બુમ પાડયા કરતો હતો. મેના એની સ્ત્રીનું નામ હશે એમ અનુમાન કરીને હું એની સ્ત્રીને બોલાવવા ગઈ. તે સ્ત્રી બેઠી બેઠી હારમોનીઅમ વગાડતી હતી. મેં તેને જઇને હકીક્ત કહી એટલે એણે કહ્યું કે જરા વારમાં હું આવું છું. આ જવાબથી હું ચીઢવાઈ અને જરા તપીને બોલી

કે 'તમારૂં નામ દઈને પેલો મરવા પડયો છે છતાં તમારાથી ઉપર અવાતું નથી?' આથી તેણે કૈંક આશ્ચર્યથી મને પુછયું. 'મારૂં નામ દઇને બોલાવે છે?' મેં કહ્યું: 'હા, મેના, મેના કહીને બુમ માર્યા કરે છે.' આ નામ સાંભળીને તેના મોં ઉપર એક તિરસ્કારયુક્ત હાસ્ય છવાયું. આ હાસ્ય જોઇને મને તેના ઉપર વધારે ચીઢ ચઢી. પેલી સ્ત્રી મારી સાથે ઉપર આવી અને બીછાના પાસેજ ખુરશી લાવીને બેઠી. પેલો દર્દી બીલકુલ ભાનમાં નહોતો અને પોતે મેનાની સાથેજ છે એમ માનીને તેનેજ વિશે બબડયા કરતો હતો.

"કાળી અંધારી રાતમાં સર્વત્ર ઘોર શાંતિ પ્રસરી રહી હતી. તેમાં આ દર્દીના બેભાનવસ્થામાં ઉચ્ચારેલા એકએક શબ્દ મારૂં કાળજું કોરી ખાતા હતા; પણ પેલી સ્ત્રી પેલુંજ તિરસ્કારયુક્ત સ્મિત પોતાના મુખ ઉપર રાખીને દર્દીની સામે જોતી બેસી રહી હતી. આખરે પેલા દર્દીએ જીવનની વાતો એક પછી એક બકવા માંડી.

"મેના ! તું જરુર સ્ટેશને ઉભી રહેજે, હોં. તારું નામ મીસીસ વિજયા છે અને મારું નામ મગનલાલ કોઇને આ વાતની ખબર પડવાની નથી અને એક દિવસ ૨૪ કલાક આપણે આ દુષ્ટ અને ક્રૂર જગતમાં એકલાં—હું અને તું—સ્વર્ગસમું સુખ ભોગવશું !'

"આટલું બોલીને દર્દી બેભાનવસ્થામાંજ ખડખડાટ હસી પડયો. સામે બેઠેલી સ્ત્રી પણ આ હાસ્ય સાંભળીને ખડખડાટ હસી પડી. તરત મને મારી ભુલ જણાઇ અને મેં પેલીને આંચકો મારીને ખુરશી ઉપરથી ઉઠાડી ને કહ્યું: 'બાઇ! તમારું નામ મેના નથી. તમે કૃપા કરીને નીચે ચાલ્યાં જાઓ.' પેલી ઉઠી અને બહાર જતાં જતાં બોલી: 'હા, મારૂં નામ મેના નથી પણ મારી એક બહેનપણીનું નામ છે. આજ બે વર્ષ થયાં હું આ નામ જાણવાને માંટે યત્ન કરી રહી હતી. નર્સ, તમે મને આ સાંભળવા અહીં લઇ આવ્યાં તેથી હું તમારો આભાર માનું છું.' આ વાત મેં તમને જ પહેલી કહી

છે. કારણ કે આવી નજીવી ભૂલ પણ અમારા ધંધામાં આલે નહીં."

એજ નર્સે મને એક બીજી વાત કહી હતી. તે વાતમાં એક પ્રેમી યુગલની કથા જુદા જ પ્રકારની હતી. પણ એ યુગલ તુરતનું જ પરણેલ હતું—કદાચ એકાદ વર્ષ ભાગ્યે વીત્યું હશે. જગતના ક્રૂર પવનના ઝપાટાથી તેમના પ્રેમને ઇજા થઇ નહોતી.

અને બંને પતિપત્નીને સાથે જ ટાઇફોઇડ તાવ લાગુ પડયો હતો. અને ડોકટરે આ નર્સને બંનેને સાચવવાનું સોંપ્યું હતું.

"પુરુષ પહેલાં તાવમાં સપડાંયો અને સ્ત્રી બાર કલાક પછી ઝપટાઈ." નર્સે કહ્યું. "અમે બંનેને પાસે પાસેના ઓરડામાં સુવાડયાં અને બંનેના ઓરડાની વચ્ચેનું બારણું ઉઘાડુ રાખ્યું. આથી બંને એકેકની સાથે વાત પણ કરી શકતાં હતાં.

"બીચારાં! બંને પતિપત્નીને બદલે નાનાં છોકરાછોકરી જેવા લાગતાં હતાં અને પોતાને માટે કાળજી રાખવાને બદલે એક બીજાને માટે ચિંતા કરવામાં જ વખત ગાળતાં હતાં. પત્નીને સૌથી મોટું દુઃખ તો પોતે પોતાના ધણીને માટે કૈં કરી શકતી નહોતી એ જ હતું. 'નર્સ, મારે તો કૈં જોઈતું નથી. પણ એમને માટે તમે બરાબર કાળજી રાખજો.' આ પ્રમાણે જ્યારે જ્યારે હું પત્નીના ઓરડામાં જતી ત્યારે ત્યારે તે પોતાની મોટી અશ્રુપૂર્ણ આંખો મારી સામે ફેરવીને કહેતી અને પુરુષના બીછાના પાસે જતી એટલે તે કહેતોઃ 'નર્સ, મારે માટે ચિંતા નહીં કરશો. તમે એને બરાબર સાચવજો.'

"મારી સાથે મદદમાં માત્ર પેલી સ્ત્રીની મોટી બહેન હતી. આ પ્રમાણે બે માંદાં માણસને સાચવવા હું બંધાઇ નહતી પણ એમની ગરીબ સ્થિતિને લઇને તેમ કરવાનું મેં જ કબુલ કર્યું હતું. ને ઉપરાંત, તેમના નિસ્વાર્થ પ્રેમનું માધુર્ય જોઇને હું તેમના પ્રત્યે આકર્ષાઈ હતી. સાધારણ રીતે માંદાં માણસ ચીડાઉ, મીજાસી, સ્વાર્થી અને અસંતોષી થઇ જાય છે. પણ આ બે એથી તદ્દન ઉલટી જ પ્રકૃતિનાં

હતાં એટલે એમની સારવાર કરવામાં મને એક પ્રકારનો નવીન ઉત્સાહ લાગતો.

"એમ કરતાં કરતાં પુરુષ સારો થવા લાગ્યો પણ પેલી કુમળી કળી જેવી સ્ત્રી દિવસે દિવસે નબળી પડતી ગઇ. પુરુષ જેમ જેમ સાજો થતો ગયો તેમ તેમ તે આનંદથી પોતાની પત્નીને બુમ મારતો ગયો અને તેના પ્રત્યુત્તર પણ તેવાજ આનંદથી આપવા પેલી બીચારી સ્ત્રી પોતે નબળી પડતી જતી હતી છતાં યત્ન કરવા લાગી. આ પ્રમાણે બેને પાસે પાસેના ઓરડામાં રાખવા.થી આ પ્રમાણે સ્થિતિ ઉભી થશે એમ અમને આગળથી જણાયું નહતું અને તે પછી એ પ્રમાણે ફેરફાર થઈ શકે તેમ નહતું. જ્યારે જ્યારે પુરુષ બુમ પાડતો ત્યારે ત્યારે અમે સ્ત્રીને ઉંઘી જવાનો ઢોંગ કરવા અને તે પ્રમાણે થાકમાંથી બચવા વિનવતાં; પણ રખેને એમ કરવાથી અને ઉત્તર નહીં દેવાથી પતિને વહેમ જાય અને તેથી એની તબીયત બગડે એવા ભયથી સ્ત્રી અમારું માનતી નહતી અને સામો જવાબ વાળતી.

"પોતાનો પતિ પોતાની તબીઅત જાણી જશે એજ ભય પેલી સ્ત્રીને હતો. 'નર્સ, હું ધીમે ધીમે સારી તો થતી જાઉં છુંને ? તમે એમને તો એમ જ કહ્યા કરજો કે હું ઘણી સારી થઈ ગઇ છું, હો.' આ પ્રમાણે તે મને વારંવાર કહેતી.

"એક વખત સવારમાં પેલા પુરુષે ઘાંટો પાડીને તેની તબીયત પુછી, જવાબ આપવા માટે જોઇતી શક્તિ લાવવા પેલી સ્ત્રીને બેપાંચ સેકંડ વીતી ગઈ. આથી પેલા પુરૂષને કૈંક વહેમ પડયો અને તેણે કૈંક ગભરાઇને પુછ્યું 'ખરેખર તારી તબીયત તું કહે છે તેવી સારી છે ?'

"હા હા, ઘણી સારી છે." પેલીએ જવાબ આપ્યો. 'કેમ ?'

"ના, મને જરા તારો સાદ ધીમો અને નબળો લાગ્યો." પેલા પુરુષે કહ્યું: 'જો તને શ્રમ લાગતો હોય તો તું જવાબ નહીં આપ.'

"આથી પેલી સ્ત્રીને પોતાને માટે ચિંતા થવા લાગી. મૃત્યુથી તે બીતી નહતી પણ એથી પોતાના પતિની તબીયતને નુકસાન થશે એ ભયથી તે ગભરાતી હતી." 'નર્સ, ખરેખર હું નબળી પડતી જાઉં છું?' તેણે મને પુછ્યું.

"તમે આખો દિવસ વાત કરો છો તેથી તમારામાં નબળાઇ આવતી જાય છે." મેં કહ્યું; 'મારે આ વચલાં બારણાં બંધ રાખવાં પડશે.'

"અરે નર્સ, તમે એમને એ વાત નહીં કહેતાં. એમને તો એમ જ કહેજો કે હું સારી થતી જાઉં છું—નહીં તો એ મરી જશે." આજ શબ્દો એના મોંમાંથી નીકળ્યા.

"એટલામાં સુભાગ્યે એની બહેન આવી પહોંચી એટલે હું તો એ ઓરડામાંથી ચાલી જ ગઇ. આવો પ્રેમ અને આવી સ્થિતિ આપણાથી કેમ જોઇ રહેવાય!

"બીજે દિવસે હું પેલા પુરુષ આગળ હતી ત્યારે પુરૂષે મને પુછ્યું: 'નર્સ, સાચે સાચું કહેજો–એની તબીયત કેવી છે?' જ્યારે જુઠું જ બોલવું ત્યારે પછી બાકી શું કરવા રાખવું એથી મેં આનંદથી કહ્યું: 'બહુ જ સારી છે અને તમારા કરતાં પણ એ વહેલી બીછાનામાંથી ઉઠશે એમ મને તો લાગે છે! તરત પેલાએ આનંદથી ઘાંટો પાડીને સ્ત્રીની તબીયત પુછી તેટલાજ આનંદથી સ્ત્રીનો ઉત્તર મળ્યો. 'વહાલા, તારા કરતાં હું વહેલી સારી થઇ જવાની છું.'

"અરે જા જા. હું શરત મારવા તૈઆર છું." પેલા પુરૂષે જવાબ વાળ્યો. "જો તું પહેલાં સારી થાય તો મારે તને બંગડી અપાવવી અને હું સારો થઇ જાઉં તો તારે મને એક પીન અપાવવી. કેમ કબુલ છે?"

"'હા. કબુલ છે કબુલ,' સ્ત્રીએ હસીને કહ્યું. 'પણ તમે શરતમાં હારવાના છો.'

"આ બધા સવાલ જવાબ સ્ત્રીએ એવી સારી રીતે કર્યા હતા કે મને પણ એમ થયું કે કદાચ હવે તેની તબીઅત ખરેખર સુધરવા માંડી હશે. પણ જ્યારે મેં તેના ઓરડામાં જઇને જોયું ત્યારે મારી ભુલ જણાઇ. તેનો તકીઓ આંસુથી ભીનો થઇ ગયો હતો. મને જોઇને પોતે પોતાના સુકાઇ ગએલા ફીક્કા હાથ મારા હાથને લગાડયા અને બોલીઃ 'નર્સ, એ બીચારાનું શું થશે ?'

"જવાબ આપવો નકામો હતો. મેં તેના મોં ઉપર ધીમેધીમે હાથ ફેરવ્યો અને પુરૂષને ધાંટો પાડીને કહ્યું કે સ્ત્રી ઉંઘમાં આવી છે માટે એને ઉઠાડવી નહીં. આખો દિવસ તે શાંત પડી રહી. સાંઝે ડૉકટરે આવીને તેને તપાસી. તેણે આંખ ઉધાડી અને પોતાની બહેનને પાસે બોલાવી. જ્યારે મૃત્યુ સમીપ આવે છે ત્યારે ગમે તેવા દર્દીને પણ તે સમજાય છે અને પછી આપણી ગમે તેવી ખોટી આશાથી, પણ તેમને અસર થતી નથી. પેલી સ્ત્રીએ ધીમે અવાજે બહેનને કહ્યુંઃ 'બહેન, બીજા માણસના પોતાના ભલાને માટે આપણે ખોટું બોલીએ તો તે પાપ કહેવાય ?

" 'ના, એમાં પાપ તો નહીં' બહેને જરા ઓઠ પીસીને કહ્યું; 'પણ તારે શું કામ છે?'

'તારો અને મારો ઘાંટો એકેકને બહુજ મળતો આવે છે. નાનપણમાં કેટલાં માણસો એથી છેતરાતાં એ તું જાણે છેને ? એ જરા વધારે સારા થાય ત્યાં સુધી તું મારે બદલે જવાબ આપશે ?' પેલી સ્ત્રીએ પુછયું.

"સામાન્ય રીતે હોય છે તેના કરતાં આ બે બહેનોમાં ઘણો વધારે સ્નેહ હતો તેથી બહેને પેલી સ્ત્રીને એક ગાઢ આલિંગન આપ્યું એટલે પેલી સ્ત્રીને વિશ્વાસ બેઠો. પછી પોતે છેલ્લીવારનું જોર કરીને બેઠી થઇ અને પેલો પુરૂષ સાંભળે તેટલા મોટા અવાજે આનંદથી બોલીઃ વહાલા, ગુડનાઇટ, ગુડનાઇટ.'

"ગુડનાઇટ, વહાલી, ગુડનાઇટ.' પુરૂષે પણ આનંદથી જવાબ આપ્યો.

"પછી તે સ્ત્રીએ પોતાનું માથું તકીઆ ઉપર નાખી દીધું. થોડીવારમાં તે મૃત્યુ પામી. મેં એની બહેનના મોંમાં તકીઓ દાબી દીધો કારણકે નહીં તો તેનાં ડુસકાં પાસેના ઓરડામાં સંભળાત. આ પછી અમે બંને નીચેના ઓરડામાં ચાલ્યાં ગયાં અને ત્યાં એકેકને ભેટીને ખુબ રડયાં.

"આ પછી ત્રણ દિવસ સુધી અમે કેવી રીતે જુડાણું ચલાવ્યું અને કેવી હીંમતથી અમે ખોટું બોલ્યાં એ મને હવે બરાબર યાદ નથી. પહેલાં પુરૂષ આગળ જુઠું બોલતાં હું અચકાઈ પણ પછી કૈંક એવી હૃદયની ભયાનક સ્થિતિમાં હું આવી ગઇ કે હું વધારે ને વધારે જુઠું બોલતી ગઈ અને જુઠું બોલતી વખતે પણ દિલગીરીને બદલે મને ભયંકર હાસ્યજ આવતું. મારા સ્વભાવમાં આ પ્રમાણે ફેર પડેલો જોઇને મને બીજેજ દિવસે પેલા પુરૂષે તેનું કારણ પુછ્યું. મેં ઉત્તર આપ્યો કે વચમાં તેની સ્ત્રી બહુજ માંદી હતી અને તે વખતે અમે તેને જુઠું બોલીને છેતર્યો હતો પણ હવે તો એ તદન ભયમાંથી મુક્ત થઈ છે એટલેજ મારો સ્વભાવ આવો આનંદી થઇ ગયો છે,

" મેં કહ્યું તેમ એ બે બહેનોના અવાજ બહુજ એક સરખા હતા છતાં પણ પહેલી વખત જ્યારે પેલી મોટી બહેને જવાબ આપ્યો ત્યારે પેલો પુરૂષ ભયથી એકદમ શ્વેત અને ફીકો થઇ ગયો હતો, પણ પછી મેં સમજાવ્યું કે એ તો ભારે મંદવાડ પછી બધાંજ માણસોના ધાંટા એમ બદલાઇ જાય છે ત્યારે એને કૈંક શાંતિ થઇ. તે ઉપરાંત મેં તેને એમ પણ સમજાવ્યું કે તેની સાળીની તબીઅત પણ સારી નહીં ચાલતી હોવાથી તેને બહારગામ મોકલાવી દીધી છે. તેણે ઘરમાંજ બેસીને એક કાગળ પણ બનેવી ઉપર લખી નાખ્યો અને તે મેં જઇને તેને આપ્યો.

"ડાકટરે પણ અમને આ છળમાં મદદ કરી અને તે પુરૂષને બીલકુલ વહેમ નહીં પડયો. પણ ગમે તે કારણને લઇને હોય પણ જે દિવસથી તે સ્ત્રી મૃત્યુ પામી તે દિવસથી પેલા પુરૂષની તબીઅત પણ લથડવા માંડી. અમારા ગામડાના લોક એમ માને છે કે જ્યાં શબ હોય ત્યાંની હવા કમકમાવનારી ઠંડી થઇ જાય છે. આ વિચાર એક પ્રકારનો વહેમજ છે છતાં મારાથી તેનો ત્યાગ કરાતો નથી. મને એમજ લાગ્યું કે પેલી સ્ત્રીના શબની આસપાસની ઠંડી હવા ધીમેધીમે પેલા પુરૂષ કને જતી જાય છે અને તેના હૃદયને પોતાના સ્પર્શથી ઠંડુ કરતી જાય છે.

"મૃત્યુ પેલા પુરૂષને લેવા બારણા પાસેજ ઉભું હતુ અને અમે ક્ષણભર પણ અસાવધ રહીએ; અમે એક પણ નજીવી ભુલ કરીએ તો તેનો લાભ લઇને તે અંદર આવીને પોતાના ભક્ષને લઇ લેશે એમ અમને લાગ્યું. આથી હું ચોવીસે કલાક પેલા પુરૂષ પાસે બેસી રહેતી. ન છુટકે કોઇ કોઇવાર હું એની સ્ત્રીના ઓરડામાં જતી અને ત્યાં એ સ્ત્રીના શબ આગળ બેઠેલી એની બહેનની સાથે પેલો પુરૂષ સાંભળે તેમ સ્ત્રીના નામથી કૈંક વાતચીત કરતી અને તેના જવાબ પેલી મોટી બહેન દાંત પીસી રાખીને પણ આપતી. પણ જ્યારે આખરે અમને એમજ થતું કે હવે તો અમારાથી ભયાનક ચીસ પાડી દેવાશે ત્યારે અમે બંને નીચે ઉતરી પડતાં અને ત્યાં એકેકને ભેટીને અમે છાતીફાટ રડી પડતાં. ધીમેધીમે બંને દીવાનાં થતાં હતાં એમ અમને જણાતું હતું.

"આવી ભયંકર સ્વપ્નવત જીંદગીના ત્રીજે દિવસે મારાથી એક ભુલ થઇ ગઇ જેનું પરિણામ તેને તેજ વખત બહુ બુરૂં આવત પણ સુભાગ્યે તેમ થયું નહીં. આ બનાવ ત્રીજે દિવસેજ બન્યો હતો એમ અમને પાછળથી જણાયું; તે વખતે તો એ ત્રીજે વર્ષે બન્યો હોય એમ અમને જણાતું હતું. મોટી બહેન નીચે ગઇ

હતી અને હું એકલી પેલી સ્ત્રીના શબ આગળ ઉભી હતી. થોડી વાર પછી હું પેલા પુરુષના બીછાના આગળ ગઇ. પેલા પુરૂષે મને પોતાની પત્નીની તબીઅતના સમાચાર પુછયા. મેં મારા ધ્યાનમાં ને ધ્યાનમાં જવાબ દઇ દીધો કે એ તો વાંચે છે. આ ઉપરથી તરત પેલા પુરૂષે ઘાટો પાડયો, ઉત્તરના જવાબમાં શાંતિ મળી. શાંતિ એટલે નિ:શબ્દતા કે અવાજની ગેરહાજરી નહી પણ અવાજનું કાર્ય કરી શકે એવી અને અવાજથી વધુ તીવ્ર અસર કરી શકે તેવી ભયભીત શાંતિ મળી. આ કદાચ તમે નહીં સમજી શકો. જે મનુષ્યો મારી માફક મૃત્યુ પામેલાં સાથે એકાંતમાં રહ્યાં હોય તે જ આ શાંતિ કયા પ્રકારની હશે તે સમજી શકે.

"હું આથી એકદમ ગભરાઈ ગઇ અને પેલા ઓરડામાં દોડી. પાછાં આવીને મે' હસવાનો યત્ન કરતાં કહ્યું કે એ તો ઉંઘી ગઇ છે. પેલો પુરૂષ કૈં બોલ્યો નહીં પણ મારી સામે કૈંક ન સમજી શકાય તેવા વિકારથી જોઈ રહ્યો. હું એના અને એની સ્ત્રીના ઓરડાની વચ્ચેના બારણાને કુંચીથી બંધ કરીને આ વાત નીચે એની બહેન-ને કહેવા ગઇ. હવે શાં પગલાં લેવાં તે અમને સમજાયું નહીં. સહેજ શક્તિ એનામાં આવે તો તો એ પુરુષને આ વાત કરી શકાય પણ તેની આવી સ્થિતિમાં કૈં પણ કહેવું એ તો તેનું ખુન કરવા બરાબર જ છે એમ અમે ધાર્યું.

"અમે અકેકના મોં સામે જોઇને આ કોયડો ઉકેલવા મથ્યાં. અમે એમજ ઉભાં હતાં. એટલાંમાં વિધિએજ એ કોયડો ઉકેલ્યો.

"એક ચાકરડી હતી તે બહાર ગઇ હતી અને આખા ઘરમાં ગાઢ શાંતિ હતી. મોટી બહેનના ગજવામાં ઘડીઆળ ટીક, ટીક, કરતી હતી તે અવાજ પણ સ્પષ્ટ સંભળાતો હતો એટલી શાંતિ પ્રસરી રહી હતી. એટલામાં એ ગાઢ શાંતિમાં એક અવાજ સંભળાયો. તે મનુષ્યની ચીસ ન હતી. તે કોઇ પણ મનુષ્યનાં મુખમાંથી નીકળેલ અવાજ ન હતો. મનુષ્યોનાં દરેક જાતનાં

દુઃખના અવાજ, ચીસ અને બુમ મેં સાંભળ્યાં છે. હવે એ પ્રકારના અવાજથી મને જરા પણ અસર થતી નથી એટલા બધા જુદી જુદી જાતનાં અને જુદા જુદા પ્રસંગના મનુષ્યોના અવાજ મેં સાંભળ્યા પ્રસંગના છે. પણ આ અવાજ કોઇ પણ કમનસીબ મનુષ્યને કાને ફરીથી નહીં પડો એવી હું પ્રભુ પાસે પ્રાર્થના કરું છું. એ હૃદયભેદક અવાજ બીજું કૈં નહીં પણ આત્માનું ડુસકું હતું. આત્માની કારમી ચીસ હતી. પ્રભુ ! હજી એ અવાજની સ્મૃતિને એ મારા હૃદયમાં ખડી કરું છું ત્યારે મને આંખે અંધારાં આવે છે. પણ કેમ નહીં આવે ? એ અવાજ ન હતો–એ આત્માનું ડુસકું હતું–આત્માની કારમી ચીસ હતી. અમારાં હૃદય ભેદી ચીસ–અમારા કાળજાં કાપતું એ ડુસકુ ઘરના એક છેડાથી બીજા છેડા સુધી જઇને ધીમે ધીમે વિરમી ગયું. અમે બંને નિઃસ્તબ્ધ ઉભાં રહ્યાં.

"થોડીવાર પછી અમે બંને ઉપર ગયાં. પેલા પુરુષે કઠેરામાં થઇને પોતાની પત્નીના ઓરડામાં પ્રવેશ કર્યો હતો. પુરુષના એક હાથમાં પત્નીના શબ ઉપર ઓઢાડેલી ચાદર પકડાઈ હતી. બીજો હાથ પત્નીના ગળા ઉપર હતો. તેનું મોં આના મુખ આગળ હતું."

આ વાત કહી રહી પછી અલ્પ સમય, સંસારના અનેક સુખ જોઇને રીઢી બનેલ આ નર્સ પણ શાંત થઇ ગઇ અને તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં હોય એમ મને લાગ્યું.

"ત્યારે તમારી અનુભવકથા લખવી જોઇએ" મેં નર્સને કહ્યું.

"આહ ! જગતમાં મેં જેટલું જોયું છે તેટલું તમે જોયું હોત તો આવી દીલગીરી ભરી વાતો લખવાનું તમે મને કહેત જ નહીં" વિચારમાં ડુબતી તે નર્સ બોલી.

---

## પ્રકરણ ૧૧ : પૂર્ણાહૂતિ

આ અમારી અપૂર્વ નવલકથા પાછળ અમે અમારો કેટલો અમુલ્ય વખત ગુમાવ્યો તે હું બરાબર કહી શકતો નથી. મારી નોંધપોથીમાં અમારી ચર્ચા વિશે અધુરૂં અધુરૂં લખાયેલું નજરે પડે છે. સાત અઠવાડીયાં સુધી એ સંબંધી એક અક્ષર પણ જોવામાં આવતો નથી. તે પછી એક દિવસે આ પ્રમાણે લખેલું છે: "હાજરઃ સ્નેહવદન, કનૈયાલાલ, ભાનુશંકર અને હું. સભાનું કામ ૮–૩૦ કલાકે શરૂ થયું." પણ એ કયારે પૂરૂં થયું તેમજ શું કામ થયું એ વિશે જરા પણ લખેલું જણાતું નથી.

•

૧૩ મી સપટેંબરના પાના ઉપર આ પ્રમાણે લખેલું જોવામાં આવે છે: "પહેલું પ્રકરણ શરૂ એકદમ કરી દેવાનો ઠરાવ થઈ ગયો છે." આમાં 'એકદમ' શબ્દની નીચે બે લીટી દોરી છે. આ પછી પાછું કશું જણાતું નથી. તે ઠેઠ ૪ થી ઑકટોબરના પાના ઉપર લખવામાં આવેલું છે કે કનૈયાલાલે એક માણસને સોરટીમાં ઉંટ મળ્યું અને પછી તેને શી પંચાતી નડી તે વિશે એક લાંબી વાત કહી.' પણ આ વાત વાંચનારાઓને સુભાગ્યે નોંધપોથીમાં લખેલી નથી.

•

૧૬ મી ઑક્ટોબરે અમારા નાયકના ચારિત્ર વિશે અમારે ચર્ચા ચાલી હતી એમ ડાયરી ઉપરથી જણાય છે. મેં યશવંતરાવના જેવો નાયક કલ્પવો એવી સૂચના કરી હતી.

આ બિચારો યશવંત મારો બાલ્યાવસ્થાનો મિત્ર હતો. હજી મને એક પ્રસંગ યાદ આવે છે. તે એના વાડામાં બેસીને રડતાં રડતાં એક બાલદીમાં ત્રણ ધોળા ઉંદરને ડુબાડી દેતો હતો. તે વખતે હું પણ તેની સામે બેસીને ખુબ રડયો હતો.

ધોળા ઉંદર નહિં પાળવાને માટે તેને ઘરમાંથી અનેકવાર કહેવામાં આવ્યું હતું તેના પરિણામે પોતે પોતાને હાથેજ પોતાના પાળેલા ઉંદર મારી નાખીને ભવિષ્યમાં વડીલોની આજ્ઞાનું કોઈ દિવસ પણ ઉલ્લંઘન નહિ કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા આ યશવંતે લીધી હતી.

છ અઠવાડીઆં પછી તેના ઘરમાંથી તેના વડીલોએ ચાર સસલાં પકડયાં. યશવંતે તેમને ઘણુંય સમજાવ્યું કે ઉંદર તે સસલાં નથી અને સસલાં તે ઉંદર નથી પણ આખરે તેનું કાંઈ નહિં વળ્યું. સસલાં પણ ભવિષ્યમાં કોઇ દિવસ નહિં પાળવાની પ્રતિજ્ઞા યશવંતે લીધી અને ચાર સસલાં વડીલોને સોંપી દીધાં,

આ પછી એક માસેક સુધી તે તદ્દન જ સુધરી ગયો હોય એમ લાગ્યું. વિદ્યાભ્યાસ પ્રત્યે પણ તેણે ઘણું ધ્યાન આપ્યું તે સીવાય ધર્મના પુસ્તકો વાંચવાનું વગેરે પણ શરૂ કરી દિધું. પણ આ પ્રમાણે જે દિશામાં જાય તે દિશામાં હદ બહારની પ્રવૃત્તિ બતાવનારા મનુષ્યોમાં જે પરિણામ જોવામાં આવે છે તે જ પરિણામ આમાં પણ આવ્યું. એકદમ તેને આ રીતિના જીવન ઉપર કંટાળો આવ્યો. ખુન, બ્હારવટિઓના અહેવાલ વગેરે વર્ણવતાં પુસ્તકોનો અભ્યાસ જબરા પાયા ઉપર શરૂ થયો અને અંતે એક કટાઇ ગયેલી પીસ્તોલ પણ ઘરમાં આવી પહોંચી. જ્યારે આ પીસ્તોલ પકડાઇ ત્યારે જણાયું કે યશવંતે બ્હારવટિયા થવાનું નક્કી કર્યું હતું. યશવંતે પાછો પશ્ચાત્તાપ કર્યો અને પોતાનું જીવન સુધારવાનો નિશ્ચય કર્યો.

સાધારણ રીતે યશવંત બીજાં મનુષ્યો કરતાં સારો હતો. તેનામાં ખામી એ જ હતી કે તે જૂઠું બોલી શકતો ન હતો અને જે તે કામ પાછળ હદબહારનો ઉત્સાહ બતાવી મચી પડતો. આ ઉપરાંત યશવંત પોતાને બીજાં મનુષ્યો જેવો જ ગણતો ન હતો પણ પોતે બહુજ અધમ, દુષ્ટ અને પાપી છે એમ માનતો હતો.

એક વખત હું તેને મળવા ગયો ત્યારે યશવંત પોતાનું જીવન પાછું નવેસરથી શરૂ કરતો હતો. પોતાની આસપાસ જુનાં કાગળિયાંનો ઢગલો હતો જે તે ધીમે ધીમે ફાડયો જતો હતો. હું તેની સાથે બોલવા ગયો એટલે તે તરત બોલી ઉઠયો. "નહિં, નાનાભાઇ, મને હમણા અડકશો નહિં. હું મનુષ્ય નથી, પિશાચ છું, આ જગતને ભાર રૂપ છું; પણ હવે કાલથી તમે મારામાં જુદો રંગ જોશો."

મેં તેને ઘણો સમજાવ્યો પણ તે એકનો બે થયો નહિં. કાગળો ફડાઇ રહ્યા, જુની છબીઓ પણ નાખી દેવાઇ પછી તેણે દારૂની બાટલી કહાડી અને તેમાંથી એક ટંબલર પીધું. પછી એક સામટી ત્રણ સીગારેટ તે પી ગયો. "આ મારૂં દારૂનું છેલ્લું ગ્લાસ અને છેલ્લી સીગારેટો !" આટલું બોલીને તેણે સીગારેટની પેટી તેમજ દારૂની બાટલી બારીમાંથી બહાર ફેંકી દીધી.

ત્યાર પછી આશરે છ માસ સુધી હું તેને મળી શકયો નહિં. પછી એક દિવસ સાંજે મેં તેને એક રેસ્ટોરામાં પાછો દારૂ પીતો, બીડીના ધુમાડા કહાડતો જોયો. મને જોઇને તે તરતજ મારી પાસે આવ્યો અને બોલ્યો. "નાનાભાઇ, છ માસ સુધી સાધુનું જીવન ગાળ્યું. હવે તે અકારૂં લાગે છે. હૃદય એ સ્થિતિ કબુલતું નથી તો પછી દુનિયાને છેતરવાથી શો લાભ ? મને આજ સ્થિતિમાં સુખ લાગે છે."

આ પ્રમાણે વર્તવામાંજ તે ગંભીર ભૂલ કરતો હતો. જે જાતનું જીવન ગાળવાનો તે નિશ્ચય કરતો તે જીવનમાં તે છેક છેડા

સુધી જતો હતો. સાદું જીવન જો તે ધારત તો સહેલાઇથી ગાળી શકત; પણ તેમ કરવાને બદલે સ્વછંદી જીવનમાંથી તે એકે તડાકે સાધુ થઇ જવા માગતો હતો, રોજની પચાસ બીડી અને બે ચાર દારૂની પેગમાંથી તે માત્ર ફળાહાર અને ઠંડુ પાણી તેમજ વાંચનમાં માત્ર ભગવદગીતા ઉપરજ તે ચાલ્યો જતો હતો. આ પ્રમાણેના જીવનથી કંટાળીને તે પાછો સાઠ બીડી અને છ સાત પેગ ઉપર જતો અને તેમાંથી માત્ર દુધ ઉપર રહેવાના અખતરા તે આરંભતો.

મેં તેને જોયો ત્યારે તે સ્વછંદી જીંદગી ગાળવાના રૂપમાં હતો તેમાંથી એકદમ મને એક પત્ર મળ્યો. તેમાં લખ્યું હતું: "મને ગુરૂવારે મળવા આવજો. મારાં લગ્ન ગોઠવાયાં છે."

હું ગયો. યશવંત પાછો પોતાના જીવનની નવી શરૂઆત કરતો હતો. ઘોડાની શરતોની ચોપડીઓ, નાટકોના ગાયન સંગ્રહ, દારૂની બાટલીઓ, સીગરેટની પેટીઓ વગેરે બારીમાંથી ફેંકવાને માટે ઢગલો થઇને તૈયાર થઇ રહ્યાં હતાં. આ બધી તૈયારી જોઇને હું હસ્યો. પ્રત્યુત્તરમાં તે પણ ખુબ હસ્યો પણ પછી ગંભીર થઇને બોલ્યો. "નાનાભાઇ, આ પહેલાં જેવું નથી. હવે હું ફરવાનો નથી. હું નબળા મનનો છું એ પ્રભુ જાણે છે અને એટલા માટેજ મને મદદ કરવા તેમણે એક સ્વર્ગીય દૂત મોકલાવેલ છે."

આમ બોલીને તેણે પોતાની થનાર પત્નીની છબી બતાવી. છબી તદ્દન સાધારણ સ્ત્રીની હતી પણ પેલો તો એની પાછળ ગાંડોજ થઇ ગયેલો જણાતો હતો. વળી તે પેલી છબી પ્રત્યે બોલ્યો. "આહ પ્રભુ ! મેં કેવા કેવા ગુનાહ કર્યાં છે, કેટલાં કેટલાં પાપ કર્યાં છે, આ જગતમાં કેવાં કેવાં દુઃખનો ઉમેરો કર્યો છે ! પ્રભુ ! મારાં બાકીના આયુષની ઘડીએ ઘડી આ સર્વ પાપના પ્રાયશ્ચિતમાં જશે." આ પ્રમાણે બોલતાં બોલતાં તેની નિર્દોષ, આવેશ ભરી આંખમાં અપૂર્વ તેજ ચમક્યું. તેણે પ્રેમથી પેલી છબીને ચુંબન અર્પ્યું અને

કહ્યું. "આ પ્રાયશ્ચિતમાં તારી અને મારા પ્રભુની સહાય જોઇશે, વહાલી !"

બીજે દિવસે તેના લગ્ન થયાં. લગ્ન પછી થોડા સમય સુધી તેની પત્નીએ તેને સીધો રાખ્યો–કદાચ હદ બહારનો સીધો રાખ્યો. ભલાં કાર્યને માટે જે પ્રમાણમાં શાબાશી આપે તેના કરતાં નઠારાં કામો માટે વધુ પ્રમાણમાં ઠપકો આપે એવાં ઘણાં મનુષ્યો હોય છે. આ સ્ત્રી એમાંની એક હતી. એટલે યશવંત પાછો બીજી બાજુએ ઢળ્યો. પ્રથમની બધી ટેવો શરૂ થઇ ગઇ. આમ થોડોક વખત ચાલ્યું એટલે હું તેને પાછો મળ્યો. મને તેણે બધી હકીકત કહી અને જો એક વખત તેની પત્ની તેને માફી આપે તો પોતાના જીવનનો નવો આરંભ કરવાનું તેણે મને વચન આપ્યું. મેં તે પ્રમાણે સલાહ કરાવી આપી. યશવંત આનંદમાં ડૂબી ગયો. તે બોલ્યો. "નાનાભાઇ, બસ, હવે તમે મને જુદોજ જોશો. હું હવે આ માર્ગમાંથી નહિં ચળું."

મને છેક બાલ્યાવસ્થામાં વાંચેલી એક નાની વાત યાદ આવે છે. ઘણા વર્ષો પહેલાં વાંચેલી પણ હજી હું ભુલી શકયો નથી:

એક નાનો બાળક મેઘ ધનુષ્ય ઉપર ચડયો, મેઘધનુષ્યને બીજે છેડે વાદળાને પેલે પાર તેણે એક શહેર જોયું. તેના ઘર બધાં સુવર્ણના હતાં. શેરીઓમાં રૂપું જડયું હતું. અને ત્યાંના પ્રકાશમાંથી અમૃત ઝરતું. એક વખત અંદર પગ મુકવાથી પણ બધાં પાપ ધોવાઇ જાય તેવાં ત્યાંના મંદિરો હતાં. માત્ર જોવાથી બધી લાલસા તૃપ્ત થઈ જાય એવી ત્યાંની મહેલાતો હતી. માત્ર નિરખવાથી પાપાત્મા પણ મહાત્મા થઇ જાય એવી ત્યાંની સુંદરીઓ હતી. માત્ર દર્શન કરવાથી પુરૂષાર્થ અને કર્ત્તવ્ય કરવાને આપણે તત્પર થઇ જઇએ તેવા ત્યાંના પુરૂષો હતા. માત્ર તેમનો સ્પર્શ કર-

વાથી આપણે પ્રભુ સમીપ જઈએ એવાં ત્યાંનાં બાળકો હતાં. આ શહેરનું નામ "મનુષ્યોએ કરવા ધારેલાં કાર્યોનું શહેર."

દરેક મનુષ્ય પોતાના જીવનમાં અમુક ક્ષણ આકાશમાંથી તે તારા ચુંટીને પોતાના હૈયામાં રાખી લેતો હોય તો? પણ એવી દિવ્ય ક્ષણોનો કોણ ઉપયોગ કરી શકયું છે? નિરર્થક ગયેલી ક્ષણોને સંભારી સંભારી જીવન વ્યતીત કરવું એજ આપણાં નસીબમાં છે.

*

# ૨ : સીનેમાનું જગત.

## પ્રકરણ ૧ : સીનેમાનું જગત.

સીનેમાનું જગત આપણા જગત જેવું નથી તેમજ રંગભૂમિના જગત જેવું પણ નથી. બેથી એ તદ્દન જુદુંજ છે એમ સીનેમા જોવા જનાર સર્વ મનુષ્યો સમજી શક્યાંજ હશે. એ જગતના પાત્રોને એક વસ્તુનો તો અભાવજ છે અને તે શાંતિનો. કોઇપણ પાત્રના મુખ ઉપર તમે શાંતિ નહીં જોઇ શકો. ઘરમાં શાંતિથી બેસીને વાતો કરવી, બાલકો ઉછેરવામાં પોતાનું જીવન વ્યતિત કરવું વગેરે કાર્યો એ જગતનાં પાત્રો કરીજ શકતાં નથી—કે પછી કરવાની તેમને ઇચ્છાજ હોતી નથી. તેઓને તો સ્વચ્છંદે ફરવું, રેસ્ટોરાંમાં જવું, એકેકની સામે ડોળા ધુરકાવવા, તોફાન થતાં હોય ત્યાં હાજર રહેવું એવુંજ ગમે છે. જીવનનો મોટો ભાગ તેઓ ઘરમાં ગાળવા કરતાં રેસ્ટોરામાંજ ગાળવાનું પસંદ કરે છે.

પૈસાદાર તેમજ ગરીબ, શહેરના લોકો તેમજ ગામડાના લોકો જંગલના શીકારીઓ વગેરે વર્ગો તો જેમ આપણામાં હોય છે તેમજ તેમનામાં પણ હોય છે. પૈસાદાર વર્ગનાં રેસ્ટોરાંનાં વિસ્તાર એકેક બબ્બે માઇલ જેટલા તો હોય છેજ. માણસો એક છેડેથી દાખલ થતાં હોય છે તો તેઓ નાનાં, ઝીણાં જંતુઓ જેવાંજ લાગે છે. એ રેસ્ટોરાંમાં બનતાં સુધી ખાવાનું તો કોઇ લેતુંજ નથી. માત્ર શેંપેનના પીપે પીપજ ઠલવાયાં જાય છે અને ઢોળાયાં જાય છે. છુટા પૈસા પણ કોઇ આપતું નથી જણાતું. શેંપેન પી લીધો કે

ગજવામાંથી નોટોના ચોડા કાઢી વેઇટરની સામા ફેંકાય છે. આ જોઇને આપણને ઘડીભર એમ થઈ જાય છે કે સીનેમાના જગતમાંના રેસ્ટોરાંવાળાને કમાણી ઘણી મોટી થતી હશે.

પણ બધાજ રેસ્ટોરાંવાળાને આવી સુખની જીંદગી હોય છે એવું પણ નથી. એ જગતમાં હાસ્યરસની ઉર્મિવાળાં પાત્રો પણ ઘણાં હોય છે, અને એઓ જ્યારે રેસ્ટોરામાં જાય છે ત્યારે એમનો આનંદ જુદીજ દિશામાં સમાએલો જણાય છે. સોડા લેમનના સાઇફનો વિચિત્ર રીતે ઉઘાડવાં, એથી રેસ્ટોરાંના ઓરડાઓ ચીકાર કરી મુકવા, બીજાં મનુષ્યો પણ તેનાથી તરબોળ કરી મુકવા વગેરે રીતો એમના આનંદનું મુખ્ય અંગ હોય છે. તેમજ રેસ્ટોરાંવાળાઓની જીંદગી પણ ઘણીવાર જોખમમાં હોય છેજ. મોટાં મોટાં જંગલોમાંથી સોનું શોધનારાઓ, જંગલી ઢોરો પકડનારાઓ વગેરે સ્નાયુબદ્ધ આકૃતિવાળાઓ અને મજબુત પહેલવાનો જ્યારે રેસ્ટોરાંઓની મુલાકાતે ઉતરી પડે છે ત્યારે રેસ્ટોરાંનું જીવન જુદોજ રંગ પકડે છે. સામસામા ભયાનક આંખ કાઢી, મોમાં છ છ ઇંચ લાંબી સીગારો ખોસી, બંદુકોની ગોળીઓ ધડાધડ છોડવી એ તો તેમને મન સામાન્ય ગપાટા હાંકવા જેવું છે. તે સમયે કાચના પ્યાલાં રકાબી, ડીકેન્ટરો, મોટી બરણીઓ વગેરે ફડાફડ ફુટે છે, અનેક માણસો ઘાયલ થાય છે, અનેક માણસો મરણ પામે છે. અને છતાંય ત્યાં નથી પોલીસ દાદાનો જુલમ જણાતો કે નથી તેમને તેમની રમતમાં વિક્ષેપ પાડનાર કોઈ મનુષ્યો ત્યાં આવતાં.

## ત્યાંનાં ઘરો.

આપણા જગતમાં ઘરો મેળવવાની મુશ્કેલી કેટલી બધી છે એ ખાસ કરીને મુંબાઈમાં રહેનાર માણસોથી અજાણ્યું નથી. પણ સીનેમાના જગતમાં આ મુશ્કેલી નહીંજ જેવી છે. જે ઘર જુઓ તે ઘર મોટું, ભવ્ય આરસની સીડીઓવાળું; મોટા મોટા ખંડ અને દીવાનખાનાવાળું અને ફરનીચરથી લદબદજ જોવામાં આવે છે. અને આવાં સુંદર ઘરોનાં ભાડાં પણ ઘણુંખરૂં સાધારણજ હોય છે,

એટલામાં નર્સ આવી અને વિલસુને અને અશોકને સુવા લઇ જવા તૈયારી કરી.

પુષ્પાએ અશોકને ચુમ્બન કર્યું અને "આપણે હવે કયારે વિકટોરીયા ગાર્ડનમાં જઇશું ?" એમ પુછ્યું. અશોકે ચુમ્બન કર્યું પણ ગાર્ડન્સ વિશે કશુંજ કહ્યું નહિં. ઓરડામાંથી જતાં જતાં અશોક પાછો ફર્યો અને હિમતથી બોલ્યો. "મા, પેલાંનો અર્થ કાંઇ હોય કે નહિં હોય પણ એ વાકય મેં મારૂં પોતાનું કરી લીધેલું છે. બાપુ કહેતા' તા કે આપણી જરૂરીયાતોને અનુસરતું લાગે તેવું વાકય આપણે રોજ પ્રાર્થના કરતી વખતે બોલવું જોઇએ અને તેને આપણા સુકાન તરીકે ગણવું જોઇએ. મેં તેથી આ વાકય મ્હોંએ કર્યું છે."

અશોકે પોતાનું મસ્તક હિમતથી ઊંચું રાખ્યું પણ તેના મનમાં એમ ધાસ્તી હતી કે વખતે મા તિરસ્કારથી કે હાસ્યથી આ શબ્દો તરછોડી નાખે.

પરન્તુ પુષ્પા હસી નહિં. તેનો ઓરડામાંની આ નાની પણ શૌર્ય ભરી આકૃત્તિને જોઇ રહી. તેના સિદ્ધાન્તો વિશેની તેની શ્રદ્ધાએ પોતાના હ્રદય ઉપર પણ અસર કરી. પછી કંઇક સ્મિત કરીને તે બોલી. "તે ખરૂં હશે દીકરા, પણ તને હજી એવી શી જરૂરીયાતો છે ! ?"

"મને જરૂરીયાતો નથી ? એટલું જ તું તો જાણે છે ને !" આટલું બોલીને અશોક ઓરડામાંથી બહાર જતાં જતા પાછો બોલ્યો. "મારે પેલા ભાંગી ગયેલાં રીંછને તદ્દન સારૂં કરી દેવું છે."

એકલી પડયા પછી અશોકની એક આગલી ટીકા પુષ્પાને યાદ આવી અને તેની દિ લગીરીમાંથી તેથી વધારો થયો. " તેં પોતે જે કશું પણ ન કર્યું હોય તે વિશે તું જરા પણ જાણતી નથી." આ વાકયે તેના માનસિક દ્રષ્ટિબિન્દુ ઉપર નવો જ પ્રકાશ પાડયો. ખરેખર તેમ જ હતું !

પોતાને સરોજકુમારના કાર્યો વિશે શી માહિતી હતી ? નીચે જે દર્દીઓ આવતા હતા તેમને વિશે તેને શી ખબર હતી ? તેના જે ભાષણો સાંભળવા હજારો લોકો હાજર થતા અને ઘેર વાંચીને મનન કરતા તે ભાષણો વિશે પોતે શું જાણતી હતી ? પોતાના પતિના જીવનના મહાન ઉદ્દેશો વિશે પોતે શું જાણતી હતી ? લીલા અનેકવાર આ વિષય ઉપાડવા માગતી પણ પોતે હર વખતે તે ફેરવી નાખતી.

પોતાના નાના બાલકના શબ્દોથી ચોંકીને પુષ્પાને સર્વનું સ્મરણ થયું: કેટલી કેટલી વખત સરોજકુમારે પોતાના માનીતા વિષય વિશે–ક્ષીણ થઈ ગયેલી અને રોગીષ્ટ 'વીલપાવર' ને સુધારવાના પોતાના ઉપાયો, નષ્ટ થતાં જ્ઞાનતંતુઓ અને ઉન્માદ મગજોનો પુનરૂદ્ધાર કેમ કરવો, મૃત્યુના કરતાં પણ વધુ ભયાનક અંધકારની ખીણમાં બંદીવાન તરીકે ચાલતાં, રોગથી કચરાતાં મનુષ્યોને સુખ અને તન્દુરસ્તી કેમ અર્પવી એ વિશે વાત કરવા યત્ન કર્યા હતા પણ કોઇ વખત પુષ્પાએ તેમાં ભાગ લીધો નહતો. સમજવાને યત્ન કર્યા નહતા, સાંભળ્યા વિના સાંભળતી હતી તેમ બતાવ્યું અને લાગ મળતાં જ પોતાની શુષ્ક અને નિર્જીવ બાબતો કહેવા મંડી ગઈ હતી. સરોજ કુમારે, આવા વિષયોમાં પોતાની પત્ની ભાગ લે એવી ઇચ્છારૂપ શ્વેત પુષ્પની યાચના તો ન કરી હોય ! !

પુષ્પા ધીમે ધીમે પોતાના ઓરડામાં ગઇ અને સખીને ત્યાંની પાર્ટીમાં જવાની તૈયારી કરવા લાગી; મનમાં એમ થયા કરતું કે જવાની કશી જ જરૂર નથી. આઠ વાગ્યા. હમણા મોટરકાર આવશે અને પાર્ટીમાં પોતાને લઈને ધમધમાટ કરતી ઉપડી જશે.

અહા ! સુરતમાં સાથે ગઈ હત તો શો આનન્દ મળત ! વ્હાલા પતિના સોડચમાં ભરાઇને તાપીના શાન્ત, ગંભીર જલ ચન્દ્રિકામાં નિદ્રા લેતાં હોય તે જોવાત ! અસલની માફક ચાકરનફરોની મદદ સિવાય પતિપત્ની કેવાં સુખથી, કેવા સ્નેહથી, કેવી સાદાઇથી દિવસ પસાર કરી શકત !

ઓરડામાં ઇલેક્ટ્રીક લાઈટ પ્રકાશી રહ્યું હતુ, પુષ્પાની આંખો તેને જોઇ રહી. પોતે સુરત ગઈ હોત તો શું થાત એ વિચારોમાં તેનું મન ઘસડાયે જતું હતું. તેની આંખોમાં કોમળતા અને સ્નેહ તરવરતાં હતાં, તેના મૃદુ ઓષ્ઠ ઉપર મૃદુતા પ્રસરી રહી હતી. દીવાના પ્રકાશમાં તેના કાળા ભમર વાળ કો દિવ્ય પ્રકાશથી પ્રકાશતા હતા.

" આહ ! કેવો મારા સરોજકુમારનો પ્રેમ ! લીલાએ બરાબર જ કહ્યું હતું કે 'પોતાના પ્રેમસ્થાનમાં તો સરોજકુમાર બાલક જ રહેવાના. પ્રેમની પિપાસાથી તલસતો તેમનો આત્મા નિરન્તરનો તરૂણુ જ રહેવાનો.' આ લીલાએ શાથી જાણ્યું હશે ? હું–તેમની પત્ની એ વાત સત્ય છે એમ ન જાણી શકું ? " વિચારમાળામાં પુષ્પાનું હૃદય ગુંચવાયું.

" લગ્નના સાત વર્ષમાં સરોજકુમારનો પ્રેમ ઉત્તરોત્તર વિકાસ પામતો જ ગયો હતો. જ્યારે જ્યારે મને તેમની સાથે લઇ ગયા હતા ત્યારે ત્યારે જાણે 'હનીમુન' ગાળવા જ લઇ ગયા હોય તેવો દિવ્ય સ્નેહ પતિમાં હું જોતી. ત્યારે આ વખતે તે પ્રસંગો મારાથી કેમ વિસરાઇ ગયા ? આજે જે સમય હું અને તે ઉભય દિવ્ય સ્નેહની છાયામાં ગાળી શકત તે સમય શા માટે મેં ગુમાવ્યો હશે ? પતિને મારે જ્યારે ખરી જરૂર હતી ત્યારે મેં શા માટે ના પાડી હશે ?—હું શા માટે મારા કર્ત્તવ્યમાંથી પાછી હઠી હઇશ ?

"અહા હું કેવી સ્વાર્થી ! કેવી છુછલ્લી ! મારામાં જ તલ્લીન રહેનારી ! મને કોઇ ચ્હાય એટલા માટે જ ચ્હાનારી; ચ્હાવાના દિવ્ય આનન્દનો ઉપભોગ કરવાને હું કેવળ અસમર્થ છું ! તેમનો મારા પ્રત્યેનો પ્રેમ તે હું ફક્ત તેમની ફરજ તરીકે જ સ્હમજી છું પણ બદલામાં કૈં સ્નેહ કે કોમળતા મેં તેમને અર્પ્યાં નથી." આમ વિચાર કરતાં પુષ્પાએ પોતાનું મુખ પોતાના બે હસ્તવડે કરીને ઢાંકી દીધું.

" અહા, સરોજ," પુનઃ તેનું હૈયું બોલવા લાગ્યું. "લીલાના નહિં પણ મારા સરોજ! હવેથી આમ નહિં થાય! તું પાછો આ-વીશ ત્યારે એવી પત્નીને જોઇશ કે જે પત્ની તને અને તારાં કાર્યોને સમજી શકશે, અને તેના હાથ શ્વેત પુષ્પોથી હમેશાં છલકાતાજ રહેશે; તું જ્યારે જ્યારે માગશે ત્યારે ત્યારે તને અર્પવા તે સર્વદા તૈયારજ હશે."

વિચારમાળા બંધ પડી. પાર્ટીમાં જવાની બિલ્કુલ ઇચ્છા ન હતી પરન્તુ સરોજકુમાર પોતાને તે પાર્ટીમાં જ હાજર ધારશે એટલે ત્યાં નહિ હોઉં તો ખોટું એમ ધારીને જવાને તૈયાર થઇ.

ભગવાનલાલ હાથમાં એક તાર લઇને આવ્યો, તાર આપીને બારણું ધીમેથી બંધ કરીને પાછો ચાલ્યો ગયો. પુષ્પા આનન્દની ઉર્મિથી તે તાર સામા જોઈ રહી. "સરોજનો જ તાર! તેમની ટેવ પ્રમાણે મને 'ગુડ નાઇટ' ઇચ્છવાને મોકલ્યો! મને મોકલવાનું કેમ નહિં સુઝયું? હવે તો વખત નથી."

એક ઇઝીચેર ઉપર પુષ્પા બેઠી અને હાથમાં તેણે તાર ઝાલી રાખ્યો. હૃદયના છેલ્લાં તુફાન પછી પતિના શબ્દો વાંચવાથી શી અસર થાય છે તે અનુભવવા ઇચ્છા થઈ. શાન્તિથી પાકીટ ફોડયું. તાર લાંબો જણાયો. એક વાર વાંચીને પુનઃ વંચાયો. થોડીવાર તે શાન્ત બેશી રહી. ઘડીયાળમા થતા ટક, ટક અવાજને સાંભળી રહી. પછી પુનઃ વાંચવાનો શરૂ કર્યો. બીકથી–દર્દથી ધ્રુજતા અવાજે તેણે તાર મ્હોટેથી વાંચ્યો.

" પોલિસ ઓફીસર—સુરત તરફથી.

જણાવવાને દિલગીર છું કે ડૉ. સરોજકુમાર મોટરકારના અક-સ્માતથી ચગદાઇ ગયા છે, તરત જ મૃત્યુ પામ્યા છે. શું કરવું તે જણાવશો."

પુષ્પા ઉઠીને દ્વાર ભણી ગઈ. ત્યાં ભગવાનલાલ તે ઉઘાડીને અંદર આવ્યો. "બાઇ બ્હાર ગાડી આવી." તે બોલ્યો.

" મારે અત્યારે ગાડી નહિં જોઇએ, પાછી લઇ જવાની કહે."

પુષ્પા પોતાના ઓરડામાં પાછી ગઇ અને કમાડ બંધ કર્યાં. ઓરડામાં દીવા ઝગઝગાટ પ્રકાશી રહ્યા હતા તેને હોલવી નાખ્યા. અંધકારમાં તે પોતાના—પોતાના પતિના—ઉભયના ખાલી પલંગ આગળ ગઇ, તાર પલંગ ઉપર મુકયો અને શાન્ત, સ્તબ્ધ ઊભી રહી.

"અરે, પ્રભુ," તે બોલી. "મને વિચાર કરવાની શક્તિ આપ......હું શક્તિવાન નથી. મારો નાનો બાલક મને મુર્ખ ધારે છે. મારો સરોજ મને સુન્દર ધારે છે, પરન્તુ તું જાણે છે કે મારું સૌન્દર્ય મને ફાટી ગયેલાં ચીથરાં જેવું ભાસે છે. મારા દુઃખના સમયમાં ઓ પ્રભુ! મને વિચાર કરવા દે!......હું કંઇક યાદ લાવવા માગું છું. હાય!" તે ચીસ પાડી ઉઠી. "કાલચક્ર! કાલના ચક્રો! કદી પાછાં હઠતાં નથી; નિરન્તર આગળ જ વધ્યે જાય છે. અને તેથી જ હવે વખત વીતી ગયો છે. અરે પ્રભુ! ઘણું મોડું! મારાં પુષ્પો તૈયાર છે—વ્હાલાને અર્પવાને તૈયાર છે. પરન્તુ ઘણાં મોડાં તૈયાર કર્યાં......અહા! અશોકે હમણાં શું કહ્યું હતું? પ્રભુ; તારાં નામથી જે કંઇ માગશું તે મળશે; અને અશોકે એમ પણ કહ્યું હતું કે જે કંઇ એટલે જેની આપણને જરૂર હોય તે સર્વ. પ્રભુ—ઇશ્વર! હું કાલના ચક્રો બાર કલાક પાછાં હઠાડવા માગું છું, એટલા માટે જ કે હું તેમની સાથે જઈ શકું."

પલંગ આગળ પુષ્પા ગુંઠણીએ પડી.

"પ્રભુ! એકવાર—એકવાર કાલના ચક્રને પાછાં હઠાવ કે હું તેમની સાથે જઇ શકું!"

પુષ્પાએ ચીસ પાડી. બ્હારના કોઇથી ના સંભળાય તેટલા માટે તેણે મોંમાં સુજનીનો ડુચો માર્યો.

"પ્રભુ! એકવાર—એકવાર કાલના ચક્ર પાછાં હઠાવ કે હું તેમની સાથે જઈ શકું!"

તેણે પોતાના સુન્દર લાંબા વાળ છોડી નાખ્યા અને હાથ સાથે બાંધ્યા. દર્દે બેભાન થતાં અટકાવી અને વિચારમાળામાં મદદ કરી.

"અરે ઇશ્વર! કાલચક્ર પાછાં હઠાવ કે હું તેમની સાથે જઇ શકું! કૈંપણુનો અર્થ આપણે જે ઇચ્છીએ તે જ કેની? ઓ પ્રભુ, હું એક બીજી તક માગું છું! પાછાં હઠાવો—પાછાં હઠાવો કે હું તેમની સાથે જઇ શકું!"

પછી તેણે મૌન ધારણ કરીને નમન કર્યું. હૃદયના ધબકારા કાનને ફાડી નાખતા હતા અને ઓરડો ચકર ચકર ફરતો હોય તેમ જણાતું હતું. પરંતુ પલંગને ટેકાવીને પણ તેણે નમન કર્યું.

રસ્તા ઉપરનું કમાડ ખખડયું. દાદર ઉપર કોઇ આવતું હોય તેમ જણાયું.

પુષ્પાએ પુનઃ ચીસ પાડીઃ "પ્રભુ, પ્રભુ! કાલચક્રને પાછાં-પાછાં હઠાવો!"

ઓરડાનું કમાડ ઉઘડયું અને બંધ થયું. કોઇક મનુષ્ય ઉંબરા આગળ ઉભું રહીને જ ધ્યાનપુર્વક સાંભળવા લાગ્યું.

ક્ષણ પછી ડૉ. સરોજકુમારનો અવાજ સંભળાયોઃ "અંધારામાં, વ્હાલી? કેમ શું છે, પુષ્પા?" ડૉક્ટરે સ્વીચ દાબી. ઓરડામાં પ્રકાશ પ્રસરી રહ્યો.

"અરે પ્રભુ! કાલચક્ર પાછાં હઠાવો કે હું તેમની સાથે જઇ શકું!" પુષ્પા બોલી.

સરોજકુમારે તેને પોતાના હસ્તથી ઘેરી લીધી, ઉચકીને તેને પલંગ ઉપર સુવાડી. સરોજકુમારને સહસા આઘાત થયો હોય તેમ તેના મુખ ઉપર મહા વેદનાના ચિહ્ન જણાયા. તેણે પુષ્પાને હાથે વીંટળાયલા વાળ છુટા કર્યા. સુમધુર ઓષ્ઠ ઉપર લાગેલું રક્ત લુછી નાખ્યું. પછી પુષ્પાને પોતાના હૃદય સરસી સ્નેહથી ચાંપીને ડૉક્ટરે ધીમેથી કહ્યું.

"પુષ્પા, મારી વહાલી પુષ્પા! તને કશાકથી બીક લાગી હોય તેમ લાગે છે—તને કશો આઘાત થયો છે. પરન્તુ હવે ચિન્તા નથી, વહાલી. હું પાછો તારી કને આવ્યો છું. સાંભળ

પુષ્પા, મારૂં કામ જલદી પૂરૂં થઇ શકયું એટલે મને લાગ્યું કે ફાસ્ટ ટ્રેન પકડી શકીશ એટલે મેં ગમે તેમ કરીને પણ તે પકડી. કૈં નહિં–પુષ્પા–વ્હાલી–સાંભળ; કાલચક્રની કશી ચિન્તા નહિં. મને એમ થયું કે બારોબાર પાર્ટીમાં આવીને તને અજબ કરી દઇશ. આજે પવન ઘણો હતો એટલે હું ઉતારે ઓવરકોટ લેવા ગયો. ત્યાં જઇને જોઉં છું તો મારો એક મિત્ર મને કહ્યા વિના મારો ઓવરકોટ લઇને ચાલ્યો ગયો હતો એમ મને જણાયું; તેથી હું ઓવરકોટ વિના જ અહિં આવ્યો છું. ઠંડીથી ઠુંઠવાતો તારો સરોજ તને મળવા આવ્યો છે, પુષ્પા ! તું એને તાપવાનું સાધન પણ નહિં આપી આપે ? ”

સરોજકુમાર બોલતો બંધ થયો. નીચા વળીને તેણે પુષ્પાના મુખ સામું જોયું. ડૉકટરની તિક્ષ્ણ આંખો પુષ્પાના દર્દભર્યા મુખના એકેએક અવયવ જોઈ રહી. તેણે પુષ્પાના ઓષ્ઠ ઉપર પોતાના ઓષ્ઠ એક ડુસકું ખાઇને દાબ્યા.

“ પુષ્પા–પુષ્પા–”

પુષ્પાએ પોતાના હાથવતી પલંગ ઉપર પડેલો તાર બતાવ્યો. સરોજકુમારે તે જોયો અને વાંચ્યો.

“ અરે ! ” તે બોલ્યો. “ કચડાઇને મૃત્યુ પામ્યો ! જે બિચારાએ મારો ઓવરકોટ લીધેલો તે જ બિચારો. ગજવામાં મારો કાર્ડ અને કેટલાંક બીજાં કાગળીયાંઓ હતાં.” પછી પાછો સરોજકુમાર નીચો વળ્યો અને સાનન્દાશ્ચાર્ય અવાજે સ્નેહથી, મમતાથી બોલ્યો.

“ આહ ! પુષ્પા ! તું મને આ પ્રમાણે ચહાતી હતી ! ”

આ સાનન્દાશ્ચાર્યભર્યા અવાજે પુષ્પાને બચાવી.

પુષ્પાએ પોતાનું મુખ ડૉકટરની છાતીમાં છુપાવી દીધું અને ઘણું જ રૂદન કર્યું. હૈયું ખાલી થતાં તેના આત્માએ ડૉકટરના પ્રેમની

છાયામાં, પોતાના હૈયાંની વિશ્રાન્તિ સ્થાનરૂપ પતિના સ્નેહની છાયામાં વિશ્રાન્તિ લીધી.

આખરે જ્યારે તેનાથી બોલાયું ત્યારે તેણે બોલવાનો યત્ન કર્યોઃ " હું જો-"

" હમણાં મુંગી રહે, વ્હાલી, તું જ ખરી હતી."

પરન્તુ પુષ્પાએ પોતાનો હાથ ડૉક્ટરના મુખ ઉપર દાબ્યો અને તેને મુંગા રહેવાની નિશાની કરીને પછી તેનો હાથ લઇને અતિ નમ્રતાથી અને કોમળતાથી ચુમ્બન અર્પ્યું.

" વ્હાલા સરોજ," તે બોલી. " હું ખોટી હતી, તું જ સાચો હતો: તારા પ્રેમે જ સંપૂર્ણતા પ્રાપ્ત કરી છે ! પરન્તુ મારી પ્રાર્થના પ્રભુએ સાંભળી અને મને આ તક આપી. મારા વહાલા, મ્હારી કને એક ચીમળાયલું પુષ્પ છે પણ તે તારૂં જ છે. તું મને એક વાર તક આપ, સરોજ-તારી સેવા કરવાની એક તક આપ. સેવા કરવી-હું એ જ માગું છું-તે જ ઇચ્છું છું; કારણ કે હવે હું ચ્હાઉં છું."

સરોજકુમારે ત્યારે જાણ્યું કે વર્ષોની હૈયાંની પિપાસા તૃપ્ત કરનાર વસ્તુ જીવને પોતાને અર્પી છે.

" મેરી," તે બોલ્યો " મેરી-દેવી-મારી જીવન સખી ! "

તેણે પુષ્પાના હૈયા ઉપર પોતાનું મસ્તક સહસા મૌન ધારણ કરીને નમાવ્યું; પુષ્પાએ પોતાના શ્વેત પુષ્પશા હસ્તે તેના કાળા ભમર વાળને સ્પર્શ્યાં. ઉભય આત્મા અનેરી જ્યોત્સ્નાથી પ્રકાશી રહ્યા.



# તસ્કરની તરફેણમાં.

વિષયનું નામ વાંચીને કોઇએ ગભરાવાની જરૂર નથી, કોઇએ પોલીસને ખબર આપવાની આવશ્યકતા નથી, કોઇએ મારી સામી ધીક્કારની લાગણી દર્શાવવાનું પ્રયોજન નથી. હું તસ્કર મંડળીનો સભ્ય નથી, તેમના કાર્યો પ્રત્યે મારી સહાનુભૂતિ નથી. તેમના પ્રત્યે મારો સ્નેહભાવ નથી. તેમના પ્રત્યે મારો પક્ષપાત નથી.

કોઇને સહજ પ્રશ્ન ઉદ્‌ભવશે કે ત્યારે આ લેખ શાને ? પ્રશ્ન સ્વાભાવિક છે, ઉત્તર પણ એટલોજ સ્વાભાવિક છે. નિષ્પક્ષપાતપણે ન્યાય આપવાની વૃત્તિ મારા હૃદયમાં બહુજ તીવ્રરૂપે વસે છે. શું રાજ્યદ્વારી ક્ષેત્ર લ્યો કે શું સાંસારિક ક્ષેત્ર લ્યો ? ધાર્મિક ક્ષેત્ર લ્યો. કે કોઇ પણ અન્ય ક્ષેત્ર લ્યો એ ક્ષેત્રમાં રહેલા તમામ પક્ષનું પૃથક્કરણ તદ્દન નિષ્પક્ષપાતપણે કરવાનોજ મને શોખ છે. કોઇપણ પક્ષ

પ્રત્યે મને પક્ષપાત નથી, કોઇપણ પક્ષ પ્રત્યે મને તીરસ્કાર નથી. એ જ મનોવૃત્તિને લઇને તસ્કરોની તરફેણમાં કૈંક બોલવાને, કૈંક લખવાને હું ઉત્તેજીત થાઉં છું. બાકી તસ્કરોની વૃતિઓને ઉત્તેજન આપવામાં મને કોઇ પણ જાતનો તન, મન અને ધનનો અંગત લાભ નથી એટલુંજ નહીં પણ અમુક અંશે મને ગેરલાભ થવાનોજ સંભવ છે એ સત્ય હું સારી પેઠે સમજું છું અને એ સમજીનેજ હું આ લખી રહ્યો છું.

યુરોપની છેલ્લી મહાન યાદવાસ્થલીને પરીણામે જગતમાં લગભગ દરેક ક્ષેત્રમાં, દરેક દિશામાં ભારે ઉત્ક્રાંતિ થઇ રહી છે. મનુષ્યના સાદા જીવનમાં કહો કે પ્રજાના જીવનમાં કહો, સ્ત્રીઓની મનોદશામાં કહો કે બાલકોની મનોવૃત્તિમાં કહો, જ્યાં દૃષ્ટિ ફેરવો ત્યાં ત્યાં અદ્ભુત ફેરફાર થઇ રહ્યા છે. આજે સાહિત્ય હતું તે નથી, રાજાઓ હતા, રાજ્યતંત્રો હતાં તે આજે નથી. પહેલાંના અર્થશાસ્ત્રો અને નાણાશાસ્ત્રો અત્યારે લગભગ નકામા થઇ ગયાં છે. પહેલાં પચાસ રૂપીઆ માસીક આવકવાળો વર્ગ આપણા દેશમાં નવાબી ઠાઠમાં રહેતો. આજે પાંચસોની આવકવાળા ગભરાયેલ હૃદયે પોતાની હીસાબની ચોપડીઓ તપાસી રહ્યા છે. કૈંક તવંગરો રોલ્સ રોઇસમાં ફરનારાઓ આજે ભીખારીના વર્ગમાં આવી ગયા છે, અને તે વર્ગના ઘણા આજે તવંગરો થઇ બેઠાં છે.

આ તો મહાન પ્રશ્નોની વાતો થઇ, પણ જીવનની સાદામાં સાદી વાતો પણ આજ જુદાજ સ્વરૂપમાં આપણી આગળ ખડી છે. પાપડીની ઋતુમાં પૈસાની બશેર પાપડી ખાનાર અમે સુરતીઓ આજ લેજ ઋતુમાં એક આને શેર લઇને મહા ભાવથી જીવન ગુજારી રહ્યા છીએ. હમની મોસમમાં જમણવાર નહીં, મરણની મોસમમાં પણ જમણવાર નહીં! વરસના ત્રણસો પાંસઠ દીવસ ઘેરજ જમવાની પ્રથા હાલમાં સાધારણ થઇ ગઇ છે! આ બધો

ફેરફાર આપણને જીવનની ઘડીએ ઘડીએ સાલે છે. આપણામાંના દરેક વર્ગનાં માણસો આ ફેરફારથી દુઃખી અવસ્થામાં આવી ગયાં છે. તસ્કરો પણ આખરે મનુષ્યો છે. જુદા જુદા વર્ગોમાંના એક વર્ગના છે એટલે એમની સ્થિતિ પણ પહેલાંના જેવી નથી રહી એ સત્ય આપણે જાણી લીધેજ છુટકો. એમની સ્થિતિ બગડતાં જવાનાં કારણો ઘણાં છે તેમજ એ દુર કરવાના માર્ગો સહેલા નથી.

કેટલાકો-આંકડાના શોખીનો એવી દલીલ કરી શકે છે કે હાલ પહેલાંના કરતાં વધુ પ્રમાણમાં ચોરીઓ થાય છે એટલે એ લોકો પહેલાંના કરતાં હમણાં સારી સ્થિતિમાંજ હોવા જોઇએ. પહેલાં આપણે આપણા ગામમાં નીરાંતે ઉઘાડાં બારી બારણાંએ સુઈ રહી શકતાં. તાળાની જરૂર માત્ર કુતરાં બીલાડાંને ગૃહપ્રવેશ કરતાં અટકાવવામાંજ સમાયેલ હતી. આજે એ જમાનો ક્યાં છે? વગેરે, વગેરે.

નિસ્પૃહિપણે, નિષ્પક્ષપાતપણે આપણે આજ દલીલો સંબંધી વિચાર કરશું તો જણાશે કે આજ દલીલો તસ્કરોની હમણાંની ગંભીર સ્થિતિ-દીવસે દીવસે બગડતી જતી સ્થિતિના અચુક પુરાવા રૂપે છે. પ્રથમ, તસ્કરોની સંખ્યા ઓછી હતી અને હાલ વધારે છે એ વાત આપણે સાચી માની લઇએ તો તે ઉપરથી શું સાબીત કરી શકાય છે? આજ એક ધંધામાં પાંચજ માણસો હોય અને પાંચ વરસ પછી તેજ ધંધામાં પાંચસો માણસો હોય તો તે ઉપરથી આપણે શા અનુમાન ઉપર આવી શકીએ છીએ? એજ કે જ્યારે પાંચ માણસ હોય ત્યારે ત્યાં કમાણી વધારે હોય અને જેમ જેમ માણસોની સંખ્યા તે ધંધામાં વધતી જાય તેમ તેમ તે ધંધામાં કમાણી ઓછી થતી જાય.

વળી અસલના વખતમાં તસ્કરના ધંધામાં થોડાંજ માણસો એટલે બધાજ પોતાના ધંધામાં ઘણા પ્રવીણ, આજે ગમે તે માણસ,

તેને બીજો કોઇ ધંધો જડે નહીં એટલે તસ્કરના ધંધામાં પડે, આથી પરિણામે ધંધામાં રહેલી પ્રવીણતાનું પ્રમાણ ઘણું ઓછું થઇ ગયું, ધંધો લગભગ ઉઘાડો પડી ગયો એને પરિણામે કમાણી ઘટી ગઈ. આપણે ત્યાં ઘરોની અને જમીનોની દલાલીના ધંધામાં, મીલ, જીન સ્ટોર્સના ધંધામાં, ઇમ્પોર્ટ અને એકસપોર્ટના ધંધામાં, સોલીસીટરોના ધંધામાં વગેરેમાં આવીજ રીતે બીન અનુભવી માણસોનો મોટી સંખ્યામાં ઉમેરો થવાથી તે તે ધંધામાં કમાણી ઘણીજ ઓછી થઇ ગઈ છે, અને કમાણીના સાધનો ઉઘાડાં પડી જવાથી ગ્રાહકો હવે પહેલાંના જેટલા સહેલાઇથી સપડાતા નથી એ વાત આ બધાય ધંધામાંના અનુભવી માણસો આપણને હમેશ કહેતાં આવ્યાં છે, અને આપણે માનતાં આવ્યાં છીએ. તો આ બધા ધંધામાં જે નિયમ છે તેજ નિયમ તસ્કરના ધંધાને પણ શા માટે લાગુ નહીં પડે ? પડવોજ જોઇએ. તસ્કરોની કમાણી ઘટવાનું આ મોટામાં મોટું કારણ.

આ સીવાય બીજું એક મહત્વનું કારણ છેલ્લી લડાઇને પરીણામેજ ઉભું થયું છે એમ કહીએ તો ચાલે. કેટલાય તવંગર લોકો ભીખારી થઇ ગયા અને તે વર્ગમાંથી કેટલા તવંગર થઇ ગયા એમ આપણે ઉપર જાણી ગયા છીએ. હવે તસ્કર શાસ્ત્ર સંબંધે જે માણસો જરાતરા પણ જાણતા હશે તે તરત સમજી જશે કે એ શાસ્ત્રના નિયમ પ્રમાણે જેમનું ઘર પોતાના પુનિત પગલાંથી પાવન કરવું હોય તેમની રહેણીકરણી, તેઓ પોતાનો કીંમતી માલ ક્યાં રાખે છે વગેરે ઝીણી ઝીણી બાબતો અગાઉથી જાણવાની ખાસ જરૂર છે.

આ અસલના તવંગર લોકોને સાચાં હીરા મોતીના દાગીનાના શોખ હતા, પૈસાની મોટી રકમો ઘરમાં રાખવાના કોડ હતા, એક વખતે ચોરી થઇ તોપણ પોલીસોને ખબર આપવાની ઇચ્છા એમને થતી નહીં. હવે જમાનો બદલાયો છે, હવેના તવંગરોને આભુષણોનો

શોખજ નથી એમ કહીએ તો ચાલી શકે. શોખ હોય તોપણુ કામ પ્રસંગેજ ઘરમાં લાવે; બાકી તો બેંકની તીજોરીઓમાંજ રાખી મુકે. તે ઉપરાંત, સાચાં ઘરેણાને બદલે તદ્દન ખોટાં ઘરેણા ઘાલતાં પણ તેઓને શરમ નથી લાગતી! આપણે શાંતિથી વિચાર કરીએ તો આપણને તરત જણાશે કે આવી ધૃષ્ટતાથી તસ્કર વર્ગને કેટલું બધું નુકશાન થયું છે અને થાય છે! એ બીચારાઓ કકડતી ઠંડીમાં, વરસાદ પડતો હોય તે વેળાએ અંધારામાં ગમે તેમ દુઃખ વેઠીને અને પોતાના જાન અને સ્વાતંત્ર્યને ભયમાં મુકીને તમારે ત્યાં આવે ત્યાં ભૈયાઓ, પઠાણો અને કુતરાઓની ચોકીઓ વટાવી તમારા દાગીનાઓ સંભાળથી લઇ જાય અને પરિણામે જ્યારે તેઓ વેચવા જાય ત્યારે પુરા પાંચ રૂપીઆ પણ નહીં મળે અને બધાય દાગીના ખોટા નીકળે ત્યારે એમના હૃદયમાં શી વ્યથા થતી હશે તે તમે કલ્પી શકો છો? એમાં તેઓ વાજબી નથી?

આજથી પચીસ વરસ પહેલાંનો-પચાસ વરસ પહેલાંનો જમાનો લઇએ, તસ્કરોને કેટલું સુખ હતું? કેવા કેવા સંજોગો તેમની તરફેણમાં કામ કરી રહ્યા હતા! લગનસરામાં મોટી મોટી જાનો ગાડાંએ લઇ લઇને નીકળતી. પાસે પુષ્કળ નાણું તેમજ દાગીના રાખવામાં આવતાં. પચાસ પચાસ વરસના કોડીલા વરરાજાઓ પણ લગન કરવા જતી વખતે ચાર પાંચ હજાર રૂપીઆનો માલ શરીર ઉપર રાખતા તો પછી નાની વયની કન્યાઓનું તો પુછવુંજ શું? આજે એમાંનું કંઈ છે? છે તો પણ કેટલું છે? દીવસે દીવસે એમાંય કેટલો ફેરફાર થતો જાય છે? હવે જાનો જાય તે પણ ટ્રેનમાં અને ઘરેણાં લુગડાંના તો ઠેકાણાંજ નહીં. સુધરેલી ગણાતી ન્યાતોમાં તો વરરાજા છ આનાનો કોલર અને બે રૂપીઆની ટાઇનેજ શણગાર માની લે છે! કન્યાઓ પણ પહેલાના જમાનાના પ્રમાણમાં પુરા પાંચ ટકા જેટલાં પણ આભુષણો પહેરતી નથી, સાથે સાથે ગામમાં

પોલીસોનો ત્રાસ પણ વધારે, આ સ્થિતિથી એમના ધંધાની કેટલી બરબાદી થઇ છે એ સૌ કોઈ સમજી શકે તેમ છે.

આટલું જાણે બસ નહીં હોય તેમ પહેલાં ઘરોની બારીઓ ખુલીજ રખાતી, અને બારીઓ પણ કાચની કે કાચ જેવાં હલકાં લાકડાંની. આજે મુંબાઇના પરાંઓમાં પણ ઘર બંધાતાં જુઓ તો ઘરધણીઓ બારીઓને જેમ બને તેમ જાડા સળીઆ મુકાવવામાં મચી પડયા જણાય છે, કોણ સૌથી જાડા સળીઆ મુકાવે છે અને તેમાં પણ ઉભા સળીઆ એકલાજ નહી પણ આડા પણ કોણ વધુ મુકાવે છે એની હરીફાઇ, માત્ર પોતાનોજ સ્વાર્થ જોનાર ઘરધણીઓ પોતપોતાનામાં કરી રહ્યા છે. બારણા મજબુત લાકડાંનાં હોય છતાં તેની પાછળ મોટા ગજ મુકવામાં ઘરધણીઓ એક જાતની વડાઇ માની બેઠા છે. વળી ઘરમાં સોનાના ખમીસના બટન, કોટના બટન, બંગડીઓ, રૂપાંના વાસણો વગેરેને બદલે બંદુકો, ડાંગો, લોઢાંના સળીઆ અને જાડી લાકડીઓ એ આજકાલની ફેશનની વસ્તુઓ થઈ પડયાં છે!

આવા ફેરવાયેલા સંજોગોમાં, બદલાયલી વસ્તુસ્થિતિમાં એમના પક્ષમાં બોલનાર કોઇ પણ નીકળ્યો છે? એમના ધંધાને લઇને એમનાથી જાહેરમાં ચર્ચા થઇ શકતી નથી, ના. સરકારને કે પૂ. મહાત્માજીને પોતાની ફરીયાદો રજુ કરી શકાતી નથી.

ત્યારે એમણે શું કરવું? કે રીતે પોતાના ધંધાની આબાદી પુનઃ સ્થાપવી? આપણે એમને કે કે રીતે મદદ કરી શકીએ? આજ સુધીમાં એમના બાપદાદાઓએ નહીં અનુભવેલી દારીદ્રાવસ્થા આજ તેઓ અનુભવી રહ્યા છે તેમાંથી એમણે કે રીતે છુટવું? કોણ ઉત્તર દેશે?

# મોટા માણુસ

અમારા ક્લબના મકાનમાં હું, કનૈયાલાલ, સ્નેહવદન તથા ભાનુશંકર બેઠા હતા.

કનૈયાલાલે ભ્રકુટિ ચઢાવી, કૈંક બેન મોરલીની પેઠે બેસવાનો અને કૈંક કોઇ મહા કવિ કે ચિત્રકાર બોલતો હોય તેવો અભિનય કરી કહ્યું "નાનાભાઇ! જગતમાં જુદી જુદી ઘણી વિસ્મય પમાડે તેવી શોધો થાય છે. વાંદરાની ગ્લેંડ લઇને તેને મનુષ્યના શરીરમાં રોપી દેવાથી વૃદ્ધાવસ્થામાંથી પુનઃ યુવાવસ્થા આવે છે—"

સ્નેહવદનઃ "તમારે તો એની જરૂર જ પડવાની નથી. એ ગ્લેંડ તો તમારા શરીરમાં પહેલેથી જ છે."

ભાનુશંકર મોટેથી હસી પડયા. હું હસવા જતો જ હતો પણ કનૈયાલાલની આંખની જવાલા જોઇ અટકી ગયો.

કનૈયાલાલ: "હાથીઓને હાસ્યરસની વૃત્તિ હોય છે એમ પ્રાણીશાસ્ત્રના ઉસ્તાદો કહે છે. તે હું માનું છું પણ એ સાથે હું એટલું પણ માનું છું કે એમનામાં બીજી કોઇપણ ઉચ્ચ વૃત્તિ હોતીજ નથી.

હાથીની ઉપમા સ્નેહવદનના વિશાળ પાયા ઉપર રચાયલાં શરીર સાથે બંધબેસતી હોવાથી સ્નેહવદન તપવા જ જતા હતા, એમને મેં અટકાવ્યા અને કનૈયાલાલને પોતાની વાત જ આગળ ચલાવવાનું કહ્યું.

"હ, હું શું કહેતો હતો?" કનૈયાલાલે શરૂ કર્યું. "જુઓને ઝેપલીનો, એરોપ્લેનો વગેરેની શોધો પણ થઇ. મોટી મોટી મનવારો બંધાઇ, ઝેરી ગેસો શોધાયા પણ મનુષ્યોની સ્થિતિ સુધરી ખરી?"

"હા, ભયંકર રોગોની સામા દાક્તરોએ ઉપાયો શોધવા માંડયા છે અને તેમાં તેમને અમુક વિજય પણ મળતો જાય છે, 'હું બોલ્યો.

"એ કબુલ છે, પણ,' કનૈયાલાલ વધુ ગંભીર થતાં બોલ્યા, "મારૂં કહેવું પૂરૂં સમજ્યા વિના બોલવું નકામું છે. હું એમ કહેવા માગું છું કે જે પ્રમાણે શીતળાની રસી મુકાવનાર માણસને શીતળા નહિં થાય તે જ પ્રમાણે એક માણસ વૃદ્ધ હોય તેને વાંદરાની ગ્લેંડ મુકો તો તે યુવાન થઈ જાય. આ રીતે એક માણસ સામાન્ય હોય તેને કોઈ રસી મુકવાથી તે મોટો થઇ શકે એવી શોધ કોઇએ કરી છે ખરી? હું કહું છું કે નથી થઇ; અને જયાંસુધી એવી શોધ થઇ નથી ત્યાંસુધી મનુષ્યોની સ્થિતિ સુધરી કે રીતે કહેવાય?"

"એવી રસી થઇ હોય તો તમારે એનો ઉપયોગ કરવો જ પડશે." સ્નેહવદને ઝુકાવ્યું.

"એ તો હવે જાણે સમજયા, પણ એના થોડા ઘણા ઉપાય પુસ્તકોમાં તેમ જ વર્ત્તમાનપત્રોમાં જણાવવામાં આવ્યા છે ખરા,"

હું બોલ્યો. "જુઓને દાખલા તરીકે મેં ઘણા માણસો પાસેથી સાંભળેલું છે કે અમુક મોટા માણસો જ્યારે નાના હતા ત્યારે તદ્દન ગરીબાવસ્થામાં હતા અને મ્યુનીસીપાલીટીના દીવાએ પોતાનું લેસન વાંચતા."

"મને એમાં ઘણું સહરાગતભર્યું લાગે છે." ભાનુશંકરે કહ્યુ. "મેં પોતે પણ આજ વાત ઘણા માણસો પાસેથી સાંભળેલી અને બીજાને પણ મારા કોઇ ઓળખાણવાળાના સંબંધમાંજ બનેલી એ પ્રમાણે કહેલું. પણ સાચું પુછાવો તો મને એમાં શ્રદ્ધા નથી. જે વખતની આ વાત કહેવામાં આવે છે તે સમયમાં વિજળીના દીવા કે ફીટસનો ન હતાં. માત્ર ફુગફુગીઆ દીવા હતા. આ દીવા થાંભલા ઉપર હોય અને નીચે ઓટલા ઉપર બેસીને વાંચવું અને તે પણ લેસન વાંચવું એ મને પોતાને તો અશકય જ લાગે છે. તમે જાણો છો કે સ્કુલમાં મારો નંબર ડાબા હાથ તરફ બહુ જ આકર્ષાતો હતો આથી કંટાળીને મેં આ અખતરો અજમાવેલો. પરિણામે મારો નંબર છેક જ એ તરફ ચાલ્યો ગયો અને બાપુના હાથનો સ્વાદ મારે ચાખવો પડયો."

"અલબત્ત, મને પોતાને પણ આ દીવાના ઉપાયમાં વિશ્વાસ નથી," કનૈયાલાલ બોલ્યા. "જો કે તેમ છતાં પણ તમારો પોતાની જુબાની ઉપરથી એનો નિર્ણય કરી શકાય નહિ. હા, એક વાત ખરી કે આ જાતનાં દષ્ટાંતો અમુક માણસ મોટો થઇ જાય છે પછી જ આગળ ધરવામાં આવે છે. જ્યારે જ્યારે મોટા માણસો પોતાની મા વિષે બોલે છે ત્યારે ત્યારે મને હમેશાં એમ થાય છે કે એ લોકો જાણી જોઇને અસત્ય કથનજ કરે છે. મારી પાસે એવા અનેક દાખલા મોજુદ છે કે જેઓ બહુ જ માના કહ્યાગરા હતા અને છતાં ભીખારી જ રહ્યા."

"તમે પોતે માના કહ્યાગરા હતા કે નહિ?" સ્નેહવદને પુછ્યું.

"મી. સ્નેહવદન," કનૈયાલાલે કંઇક ઉશ્કેરાઇને કહ્યું. આવાજ પ્રકારની શુષ્ક અને અર્થ વિનાની મશ્કરીઓ તમે કર્યાજ કરશો તો,

મારે સખેદ જણાવવું પડે છે કે તમે એક સાચો મિત્ર ખોશો અને તેને બદલે એક ભયંકર શત્રુ ઉભો કરશો."

"જી," સ્નેહવદને જવાબ વાળ્યો.

"શાંતિથી સાંભળો તો તમારૂં જ્ઞાન પણ વધે," કનૈયાલાલ બોલ્યા. "વળી મોટા માણસ એટલે પૈસાદાર જ નહિ. પૈસાદાર કેવી રીતે થવું એના નુસ્કા પણ આ જગતમાં ઘણા બજારમાં મળે છે. અલબત્ત, એ ખરૂ છે કે ખોટા એ વિષેનો નિર્ણય કોઈએ શાસ્ત્રીય પદ્ધતિએ કર્યો નથી છતાં મને પોતાને તો એમ લાગે છે કે એમાંનો મોટો ભાગ ખોટોજ છે. છતાં હું જે મોટા માણસ કહું છું એ જુદુંજ છે. માણસ લક્ષાધિપતિ હોય છતાં મોટો માણસ નહિ પણ હોય. અમુક વ્યક્તિ વિદ્વાન હોય છતાંય મોટી વ્યક્તિ નહિ ગણાતી હોય !"

"સાચું પુછાવો તો મને હવે તમારા બોલવામાં ઝાઝી સમજણ પડતી નથી," ભાનુશંકરે કહ્યું.

"વિષય સામાન્ય મનુષ્યો સમજી શકે એવો નથીજ" કનૈયાલાલ ગંભીરતાથી બોલ્યા, "પણ હું એક સાધારણ દૃષ્ટાંત સમજાવું. વિશ્વામિત્ર રાજા હતા, ધનવાન હતા અને તેમણે લાખો વર્ષ તપ કર્યું હતું; છતાં તેમને માત્ર રાજર્ષિ પદ જ મળી શક્યું હતું. બ્રહ્મર્ષિપદને પ્રાપ્ત કરતાં સાત પાંચ થઈ હતી. જ્યાં સુધી વિશ્વામિત્રને બ્રહ્મર્ષિપદ નહોતું મળ્યું ત્યાં સુધી તે મોટા છતાં મોટા ન હતા. હું આજ જે મોટા માણસ વિષે બોલી રહ્યો છું તે આ જાતના મોટા માણસ! એક માણસ પોણોસો પુસ્તકો લખે છતાં કોઈ તેને સાક્ષર તો શું પણ લેખક પણ કહે નહિં. જ્યારે બીજો માણસ એક નાનું કાવ્ય લખે અને અમર થઈ જાય. કેટલાકો બિચારા પોતાનાં ભાષણો સંભાળથી લખે. એ ભાષણો સાંભળવા જોઈતો શ્રોતાવર્ગ ગમે તે બાનાએ અને ગમે તે પ્રયાસે એકઠો કરે અને પછી બોલવા ઉઠે. અડધીએક મીનીટમાં જાણે સો બસો ભયકર સર્પો ફુંફાડા મારતા હોય તેવો સુસવાટો સાંભળનારાઓમાંથી બહાર નીકળી નીકળે. પેલો જેમ જેમ ભાષણ કરવાનો યત્ન કરતો જાય તેમ તેમ અવા-

જના તરંગો ચઢતા જાય, એ તરંગોમાંથી હાસ્યનાં પ્રચંડ મોજાં પ્રકટે અને પરિણામે જે ભાષણથી ભાષણકર્તાએ જનસમાજને કિંકર્તવ્યમૂઢ કરી નાખી પોતાને અમર કરવાના આભ જેવા અભિલાષ ધર્યા હોય તેજ ભાષણથી તે પોતાની જાતને સદાનો મૂર્ખ બનાવી મુકે !"

"બીજો માણુસ એથી ઉંધું જ વર્તન કરે. ગમે તે જગ્યાએ, ગમે તેવા સંજોગોમાં માત્ર એક મીનીટની તૈયારી પછી બોલવા ઉઠે. તે વખતે જબરો ઘોંઘાટ હોય. નાનાં બાળકો આવી સભાઓ વિરૂદ્ધ પોતાનો અંતરનો અવાજ પ્રદર્શિત કરતાં હોય, તેવે સમયે પેલી વ્યક્તિ બોલવા ઉઠે. અર્ધ ક્ષણમાં બધું શાંત! શ્રોતાઓ પેલાના મુખમાંથી ઝરતા શબ્દો ઝીલવા એકતાન થઇ જાય. આ બધું શા માટે? ક્યા કારણને લઇને ?"

લાંબે સમયે કનૈયાલાલે અમને સૌને રસ પડે તેવો વિષય કાઢયો હતો એટલે અમે પણ ઉપહાસવૃત્તિ છોડી એમાં ભાગ લેવા ઉત્સુક થયા.

"તમારૂં કહેવું ખરૂં છે,' હું બોલ્યો. "મારા એક મિત્ર હતા તેમણે તમે કહો છો તેવા "મોટા માણુસ" થવા બહુ પ્રયત્ન કરેલા પણ હજુ સુધી તો તેઓ ફાવી શકયા હોય તેમ જણાતું નથી. તેમણે ભાષણકર્તા થવાનાં ફાંફાં મારેલા પણ સાંભળનારાઓમાં તેમની પ્રતિભા પડી શકી નહિ. સંગીત શાસ્ત્રી થવાનો તેમણે યત્ન કર્યો પણ કુટુંબીજનો જ તેમના સંગીતની કદર પીછાણી શક્યાં. સભાઓ સ્થાપી. મંડળો ઉભાં કર્યાં, જનતાને અનેક જાતની તાલીમ શીખવવાના મહાન ઉદ્દેશ જાહેરમાં રજૂ કર્યા; માસિકોમાં લેખો લખ્યા, રાજ્યદ્વારી વિષયોમાં નેતાઓને શીખામણો આપી, સંસાર સુધારામાં નવી દિશાઓ બતાવવા માગી. પણ સઘળું પાણીમાં ગયું. આજ પણ એ નાના જ છે. સારી દુનિયા ડોલાવવાના મનોરથ છતાં એમનાથી એમની પત્ની અને બાલકોને પણ ડોલાવી શકાયાં નથી."

"તમે બધા જરાક ફીલસુફીમાં ઉતરી પડયા લાગો છો," સ્નેહવદન બોલ્યા. "એ ફીલસુફીમાં હું ઉતરવા માગતો નથી પણ મારા એક સ્નેહીનો અનુભવ હું જાણું છું. તમારે સાંભળવો હોય તો હું સંભળાવું. એ ભાઇને નાના હતા ત્યારથી નેતા થવાની ભારે હોંશ. નાનપણમાં પોતાનાથી નાનાં છોકરાંઓને એકઠાં કરીને રમતો રમાડે, ઉજાણીઓ કરે અને એવી રીતે પોતે નેતૃત્વપદ પ્રાપ્ત કરવાના પ્રયાસ માંડે. પણ દરેકમાં થતું એમ કે પહેલી બધી મહેનત એમની પણ જે વખતે જાહેરમાં જશ લેવાનો હોય તે વખતે કોઇ બીજુંજ એ જગ્યા લઇ લે. એ ભાઇ એક મંડળ સ્થાપે; તેમાં ગમે તે યુક્તિ વાપરીને જો પોતે તેના પ્રમુખ થઇ બેસે તો જાણીજ લેવું કે કાં તો એ મંડળનું આયુષ્ય બે ચાર માસનું જ હોય અને કાં તો છ માસમાં એવાજ સંજોગો ઉભા થાય કે જેથી એમને પ્રમુખપદનું રાજીનામું આપવાની ફરજ જ પડે અને આખરે એક સામાન્ય સભાસદ તરીકે તેઓ ચાલુ રહે. હમણા બે એક માસ ઉપર જ એમણે કોઇ ફંડના લાભાર્થે એક મોટો કોન્સર્ટ ઉભો કરેલો હતો. તેમાં કમિટીમાં પહેલાં કેટલાક મિત્રોના દબાણથી અને કોન્સર્ટનું હિત સચવાય એટલા માટે તેમને પ્રમુખપદેથી ખસી જવું પડયું; અને એક મોટા શેઠીઆનું નામ ત્યાં ગોઠવાઇ ગયું. પછી એમણે મંત્રીપદને માટે બાજી રચી. પણ છેક છેલ્લી ઘડીએ એમને ઠેકાણે એક સન્નારીનું નામ સૂચવવામાં આવ્યું, જેની તેમનાથી ના પાડી શકાઇ નહિ. આખરે એમણે કોન્સર્ટમાં કોઇ જાણીતો પાર્ટ લેવાનું ઠર્યું અને રાણકદેવીના પ્રયોગમાં ખેંગારનો પાર્ટ લેવાનો મનસુબો કર્યો."

"કમિટી બેઠી હતી તે વખતે પાત્રોનું નક્કીજ થતું હતું. મારા મિત્રે એકદમ જ કહ્યું, 'ખેંગાર હું થઇશ.'

'પછી બીજું જોઇએ જ શું?' બીજા એક ગૃહસ્થ બોલી ઉઠયા, 'એ તો આપણા સર હેન્રી ઇરવીંગ છે!'

'સોના કરતાં પીળું શું?' એક વિદુષી બાઇએ કહ્યું. 'પણ રાણકનો પાર્ટ રંભા બહેને એક જ શરતે લેવાની હા પાડી છે અને તે એ કે ખેંગાર એમના પતિ થાય.'

'ત્યારે. તો પછી હરીભાઇ ( મારા મિત્ર ) એ નજ લઇ શકે.' બીજાએ ટાપસી પુરી.

ખેંગારનો પાર્ટ હાથમાંથી સરી પડયો એટલે કૈંક ગભરાઇને હરીભાઇ બોલ્યા, 'ત્યારે હું સિદ્ધરાજ થઇશ.'

'ફર્સ્ટ ક્લાસ' એક માણસ બોલ્યો.

'આ બાબતમાં આપણે એકલું અભિનયકલા ઉપર જોવાનું નથી,' એક ભાઈ બોલ્યા. 'એટલું જ જોવાનું હોય તો તો હરીભાઇને આંટે એવું આપણામાં બીજું છે જ કોણ? પણ આમાં તો આપણે પૈસા કેમ વધારે એકઠા કરી શકાય એ જોવાનું છે.'

'હા, એ વાત તો પહેલી જ, અને હરીભાઇ એને માટે તો ગમે તેવો ભોગ આપવા તૈયાર જ છે. આ બધું ઉભું જ એમણે કર્યું છે ને!'

'પેલા શેઠ છગનલાલનો છોકરો એ પાર્ટ લેવાને બહુ આતુર છે અને એ શેઠ સો દોઢસો રૂપિયા આપે તેમ છે તો પછી—'

'અરે, ત્યારે એને જ લેવા દોને,' બધાં સામટાં બોલી ઉઠયાં.

"ત્યાર પછી એ પ્રયોગમાં અરધીએક લીટી બોલવાની હતી તેમાં એકાદ માણસે હરીભાઇનું નામ સૂચવ્યું. હા પાડવી કે સ્વ-માન જાળવવા ના પાડવી એ વિચારમાં હરીભાઈ હતા એટલામાં જ કોઇએ એ પાર્ટને માટે બીજાનું નામ દીધું અને હરીભાઈ જેવા મશહૂર નર એવા નાના પાર્ટમાં શોભે જ નહિ એમ બધાંએ કહ્યું એટલે હરીભાઇને હા કે ના કહેવાનો વખત જ આવ્યો નહિં.

"ને પછી હરીભાઇએ પ્રોમ્પટર તરીકે રહેવાની ઇચ્છા દર્શાવી. બધાએ લગભગ હા કરી એટલામાં એક જણ બોલી ઉઠયું, 'તમે બધાં પણું ઠીક લાગો છો! હરીભાઇના માથા ઉપર તો આખા

પ્રોગ્રામનો બોજો છે. એમને એ કામમાં બેસાડીને તમારે પ્રોગ્રામની રેવડી કરવી છે? એ કામમાં તો કોઇપણ ઉલ્લુને તમે નીમી શકો છો. ક્યોને, બીજા કોઇને પણ એ કામ માથે લેવાની મરજી નહિં હોય તો આ સેવક તૈયાર છે. કારણ કે હું કબુલ કરી જ લઉં છું કે આપણે બધાં કામમાં ગધેડા નંબર વન છીએ.'

"બધાં હસી પડયાં અને એ કામ પેલા ઉલ્લુને સોંપાયું. હરી-ભાઇ ખરેખર અકળાયા અને છેવટે તેમણે બારણા આગળ ટીકીટ તપાસવાને માટે ઉભા રહેવાની ઇચ્છા જાહેર કરી.

'જાઓ રે જાઓ, હરીભાઇ સાહેબ! એ પટાવાળાનું કામ અમારાથી તમને સોંપાય?' કોઇએ કહ્યું 'આ ભીમભાઇ શરીરે પણ મલ્લ જેવો છે એને જ એ કામ સોંપવાનું. વળી જીભે મીઠો અને આ ગામનો કોળ એટલે બધાંને ઓળખે. વખત જોઇને વાત કરે તેવો છે અને બટકબોલો એટલે કોઇને માઠું લગાડયા વગર બધું સાંગોપાંગ ઉતારે તેવો છે.'

'હા ખરે!' બે ત્રણ જણે ટહુકો કર્યો. 'હરીભાઇને એ હલકું કામ સોંપાય પણ ખરૂં? એ તો બિચારા મોટાં મનથી ગમે તેવું હલકું કામ પણ કરવાને તૈયાર હોય.'

'ત્યારે–ત્યારે કોન્સર્ટ વખતે બે ચાર શબ્દો બોલવાના તે કામ કોણે માથે લીધું છે?' હરીભાઇએ ડુબતો માણસ તરણાંને બાઝે એ ન્યાયે બીતાં બીતાં કહ્યું.

'એમાં હરીભાઇ, તમે કાળજી રાખતાજ નહિ.' એક યુવક બોલી ઉઠયા.' આ જમાનામાં એ કામ તો હવે સ્ત્રીઓનું જ થઇ ચુકયું છે અને વસુ બહેન એને માટે તો તૈયાર જ હશે. એ તો ગ્રામોફોનની ચુડી જેવાં છે! તમે કહો એટલે આ ચાલ્યાઆવ્યું!'

'જાઓ જાઓ, આ તો તમે મારૂં અપમાન કરો છો!' વસુએ હસતાં હસતાં કહ્યું અને કોઇએ ના પાડી નહિ એટલે વસુ બહેનને માથે જ એ કામ આવી પડયું.

"છેવટે હરીભાઇએ પડદા ખેંચવાનું કામ હાથ ધરવાનું કર્યું. પણ તેમાં પણ વિધાતાએ ક્રૂરતાથી તેમને ફાવવા દીધા નહિ.

"કોન્સર્ટ વખતે હરીભાઇ રાણુક વગેરે સ્ત્રી પાત્રોનાં છોકરાંઓને સમજાવી પટાવીને રાખવાનાં મુશ્કેલી ભર્યાં કામમાં રોકાઇને બહાર કંપાઉંડમાં ફરતા હતા અને પીપરમીટ, ચોકોલેટ વગેરે લઈ આવવામાં પોતા ખીસામાંથી આશરે રૂપિયા દોઢનું પાણી થયું એ હતાશ હૃદયે જોઈ રહ્યા હતા !"

"તમે જે દૃષ્ટાંત આપ્યું એ છેક ખોટું નથી પણ એમાં અને મારી 'મોટા માંણસ'ની વ્યાખ્યામાં ભેદ છે." કનૈયાલાલ બોલ્યા. "દિવ્ય અને હાસ્યાસ્પદ વચ્ચે માત્ર એક સૂક્ષ્મ રેખાનું અંતર છે. જે મનુષ્ય 'મોટું માણુસ' થઇ જ શકતું નથી એ મનુષ્ય દિવ્યના પ્રદેશમાંથી તે સૂક્ષ્મ રેખા ઓળંગીને હાસ્યાસ્પદના પ્રદેશમાં ચાલ્યું જાય છે એવી મારી માન્યતા છે. બાકી—"

કનૈયાલાલ ક્યારે પુરૂં કરત અથવા તો આગળ શું બોલત એ હું જાણુતો નથી પણ એટલામાં સ્નેહવદને ઘડીઆળમાં જોયું તો બારેક વાગવા આવ્યા હતા એટલે એ ગર્જી ઉઠયા : "ઓ માય ગૅાડ ! મારા અને તમારા બધાના બાર વાગી ગયા. હું મીસીસને સાડા નવ વાગ્યે ઘેર આવી જઇશ એવું કહીને ઘેરથી નીકળેલો. ચાલો, સાહેબજી, ઉઠીઆઓ !"

"સાહેબજી," હું પણ ઘેર જવાના પ્રયાસમાં ગુંચાઇ જતો બોલ્યો.

# સ્વ. સર રમણભાઈ.

## તેમને અને તેમના હાસ્યરસ વિશે કૈંક.

ઇ. સ. ૧૯૦૨ની સાલમાં, અમદાવાદમાં, ભદ્રમાં આવેલ સ્વ. મુ. રણજીતરામના ઘરને બીજે મજલે કઠેરામાં એમનું પુસ્તકાલય હતું. ફેશનબલ બુકકેસો કે કાચના બારણાંવાળાં કબાટોને બદલે પુસ્તકો જુના કરંડીઆમાં અને દેવદારના જીર્ણ પેટીઆંઓમાં ભરવામાં આવ્યાં હતાં. આ પુસ્તકો સાફ કરીને, તેમને કૈંક વધુ નિયમિત અને વ્યવસ્થાપૂર્વક ગોઠવવાનું કાર્ય મેં માથે લીધું જેના બદલામાં એ બધાં પુસ્તકો તેમજ ચોપાનીઆં વાંચવાની મને રજા મળી. નારાયણ હેમચંદ્રનાં થોકડાબંધ પુસ્તકો એમાં હતાં તે વંચાઈ રહ્યાં, સાફ થઇ રહ્યાં અને ગોઠવાઇ પણ રહ્યાં. પછી બીજાં પુસ્તકો લેવાયાં. એ બધાં પુરાં થયાં કેડે ચોપાનીઆંનો વારો આવ્યો—સુદર્શન, વસંત, બુદ્ધિપ્રકાશ અને જ્ઞાનસુધાનો. પણ ત્યાંસુધી હું સ્વ. મુ. રમણભાઇને એક સુધારક નેતા તરીકે નામથી જાણતો, જ્ઞાનસુધાના તંત્રી છે એટલી પણ મને ખબર ન હતી. જ્ઞાનસુધાની ફાઇલમાંથી મેં "ભદ્રંભદ્ર" વાંચ્યું અને ભદ્રંભદ્રની સાથે રમણભાઇનો પરિચય પણ—હાસ્યરસના

લેખક તરીકેનો—એ વખતે મને થયો. ભદ્રંભદ્ર અને અંબારામની ઓળખાણ થઇ તે પહેલાં હાસ્યરસનું મેં માત્ર એક જ શિષ્ટ પુસ્તક વાંચેલ અને તે "ભટ્ટનું ભોપાળું." તે અરસામાં બીજાં નર્યાં હાસ્ય-રસનાં પુસ્તકો નહિં જેવાં જ હશે એમ હું ધારૂં છું. "ભટ્ટનું ભોપાળું" મને ઘણું ગમ્યું હતું અને નવલરામે માત્ર એ એક જ નાટક લખીને હાસ્યરસના પ્રદેશમાં વિચરવાનું શા માટે છોડી દીધું હશે એમ મને નિરંતર સવાલ ઉઠયા કરતો.

પરંતુ રમણભાઇના સંબંધમાં પણ એમજ બન્યું એમ કહીએ તો ખોટું છે? એમની એ દિશામાં રહેલ શક્તિના પ્રમાણમાં એમણે ઝાઝું લખ્યું તો નહિં જ કહી શકાય. પરંતુ એનું કારણ જેમ પોતે પોતાના હાસ્યરસના નિબંધમાં લખે છે તેમ પણ ન હોય? પોતે લખે છેઃ

> સાહિત્યના આરંભકાલમાં હાસ્યરસનો પ્રયોગ બહુ ઓછો થાય છે તેનું કારણ એ છે કે આનંદમય કલ્પનામાં અને ઉંડા તત્ત્વચિંતનમાં ગુંથાયેલા મનને હાસ્ય સાથે ગંભીરતા સાચવવી કઠણ પડે છે.

કે પછી સાહિત્યમાં હાસ્યરસને (ખાસ કરીને આપણા સાહિ-ત્યમાં) બીજા રસો કરતાં કૈંક ગૌણસ્થાન છે એમ એમને અનિચ્છાએ પણ લાગ્યાં કરતું હોય!

એ સમયમાં માત્ર "ગુજરાતી"માં બીરબલ પોતાના "ભર કટોરા રંગ"માં પોતાના વ્યક્તિત્વથી છલોછલ અને કટાક્ષયુક્ત તેમજ વ્યાજવીરરસ ભર્યો હાસ્યરસ રેલાવી રહ્યો હતો. પારસી છાપાંઓમાં તેમજ પુસ્તકોમાં હાસ્ય નજરે ચઢતું પણ તેમાં બહુધા 'wit' (નર્મ) જોવામાં આવતી. તે સિવાય કોઇ પણ માસિકમાં હાસ્યરસને સ્થાન નહતું એમ ધ્યાનમાં છે—અલબત્ત, કોઇક કોઇક વખત કોઇક કોઇક નાના નાના હાસ્યરસિક લેખો કે 'સ્કેચો' અવારનાર દેખા દેતા હતા. આમાં અપવાદ માત્ર 'જ્ઞાનસુધા' મનાતું. ભદ્રંભદ્રના લેખકના તંત્રીપદથી ચાલતા આ નાના, નિરંતરના અનિયમિત મા-

સિકમાં જ હાસ્યરસનો ઝંડો ઉડતો રાખવામાં આવતો. એ માસિકમાં જ હાસ્યરસના લેખોને અને લેખકોને કંઇક માનસહ દાખલ થવાની રજા હતી. બાકી જ્યાં જ્યાં હાસ્યરસના લેખો સ્વીકારાતા ત્યાં ત્યાં લેખકો ' On sufferance ' હોય એમ જણાતું.

ભદ્રંભદ્ર વાંચ્યું અને થોડા જ સમયમાં ત્યાંની સોશ્યલ એંડ લીટરરી એસોસીએશનનો વાર્ષિક સમારંભ ઉજવાયો. મુ. ગટુભાઇને ( રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુ ) હું થોડો થોડો ઓળખતો થયો હતો તેમની તથા સ્વ. રણજીતરામ અને મુ. જયસુખલાલની સાથે હું ત્યાં ગયો. રમણભાઇ ત્યાં તેમની બે પુત્રીઓ ( સૌ. જ્યોત્સ્ના મહેતા, બી. એ. અને સૌ. સરોજ મહેતા એમ. એ. ) સાથે આવ્યા હતા તેમને મેં પહેલવહેલા જોયા. તે પછી ૧૯૦૮ની સાલમાં મેં ' જ્ઞાન સુધા 'માં હાસ્યરસનો મારો પહેલો અખતરો પ્રસિદ્ધ થતાં જોયો, ૧૯૧૦ ની સાલથી હું એ માસિકનો લગભગ નિયમિત લેખક થયો અને તે સંબંધ ઠેઠ ' જ્ઞાનસુધા ' મૃત્યુશરણ થયું ત્યાં સુધી ચાલુ રહ્યો. આ ઉપરાંત, ૧૯૧૦ થી ૧૯૧૬–૧૭ સુધી વર્ષમાં એક વાર ગટુ- લાલને ત્યાં વણનોતર્યો પણ હમેશના આવકાર પામતા પરોણા તરીકે મારે જવાનું થતું. ત્યાં ગટુભાઇનાં માતપિતાના સ્નેહ અને હેતનો દુરુપયોગ કરીને પણ જ્યોત્સ્ના, સરોજ, કુંજવિહારી અને સ્વ. ચંદ્રકાંત નીલકંઠ વગેરે સાથે તોફાનમસ્તીનાં પ્રચંડ ધીંગાણાં મચાવ્યાં હતાં. અમારી દરેક રમતમાં અવાજ એ જ આવશ્યક અને લાક્ષણિક ગુણ મનાતો એટલે પરિણામ કેવું થતું હશે એનો ખ્યાલ કદાચ અત્યારના જુવાન વિદ્યાર્થીઓને નહિં પણ આવી શકે. આ સમયમાં વિદ્યા બહેન, શારદાબહેન વગેરે વડીલોના સમાગમમાં હું ઘણો આવ્યો પણ કોણ જાણે શાથી, હાસ્યરસનો દીન પણ દૃઢ ભક્ત હોવા છતાં રમણભાઇ સાથે નિકટ પરિચયમાં ન આવી શકયો. કદાચ, બાલ્યવયમાં જ ભદ્રંભદ્રે જે પ્રભાવ મારા ઉપર પાડી દીધો હતો તેને પરિણામે હું એમની સાથેના સમાગમમાં ' inferiority complex ' થી

પીડાતો હોઇશ; કદાચ, મારા જીવનમાં ઘણી વાર બન્યું છે એ પ્રમાણે મારી આકૃતિ વય વધતાં પણ છોકરવાદ જ રહી ગઇ છે એને લઇને એમને હું બાલક અવસ્થામાંથી આગળ વધેલો લાગ્યો જ નહિં હોઉં; કે પછી તે જમાનામાં મનાતી સાક્ષરોને છાજતી વર્તણૂક ( સાહિત્ય સંબંધી ચર્ચા અતિગંભીર મુખે અને કૈંક દુઃખ ભર્યા સાદે કલાકોના કલાકો સુધી કર્યા કરવી વગેરે) મારામાં જરાયે નહોતી એથી પણ એવું પરિણામ બનવા પામ્યું હોય. ગમે તે હો પણ આટઆટલાં વર્ષોના અનુંકૂલ સંજોગો છતાં મારે એમનો પરિચવ પરોક્ષ રીતે જ રહ્યો-પ્રત્યક્ષ નહિં.

કેટલીક વ્યકિતઓ, કોઇ ષ્ટશ્કીના રૂમાલમાં ધાલેલ ઝમઝમાટ વાસ આપતા 'સેંટોના રાજા' જેવી બલાત્કારે પણ જ્યાં પોતે હાજર હોય ત્યાં પ્રભાવ પાડયા વિના રહેતી નથી ત્યારે કેટલીક વ્યકિતઓ કોઇ લજ્જાવતી સુંદરીના કેશકલાપમાંથી ફોરતી આછી આછી સુવાસની પેઠે અદૃશ્ય રીતે વાતાવરણમાં પ્રસરી રહે છે. રમણભાઈ પહેલા વર્ગના નહિં પણ બીજા વર્ગના હતા એમ મારો એમનો અનુભવ કહી રહ્યો છે,

જ્યારે ભદ્રંભદ્ર મારા વાંચવામાં આવ્યું ત્યારે સનાતની અને સુધારક પક્ષો વચ્ચે ચાલતું ભીષણ યુદ્ધ વિરમી ગયું હતું. સુધારકોના વાણી અને લેખનીરૂપી શસ્ત્રો તેમ જ સનાતનીઓના ગાલિપ્રદાનરૂપી ઝેરી ગેસના પ્રયોગો કૈંક શાંત થયા હતા પણ ઝખમ રૂઝાણા ન હતા. બન્ને પક્ષ વચ્ચે કૈંક ' સશસ્ત્ર સંધિ ' જેવી સ્થિતિ હતી. પરિણામે જે જમાનામાં ભદ્રંભદ્રે એક અપૂર્વ અને અજબ હાસ્યનો પ્રકાર ગુજરાતી સાહિત્યમાં રજુ કર્યો તે વખતે સમાજનો મોટો વર્ગ એની કદર કરી નહિં શકયો. બાકીના ભાગમાં પણ મોટા પ્રમાણમાં એ પુસ્તકમાં સમાયેલ રસ ઝીલવાનાં શક્તિ કે ઉત્સાહ નʼહતાં. રાજ્યદ્વારી ક્ષેત્રમાં વિનીતમાં વિનીત ગણાતા પુરુષે એ પુસ્તક વડે મોટે ભાગે જુની અને અનિષ્ટ રૂઢિઓની સામા, સાચા

બંડખોરને છાજે તેવી વીરતાથી, દઢતાથી અને હિંમતથી વજ્રપ્રહારો કર્યા હતા, અત્યાચારોથી ભરેલા સમાજરૂપી ' ગોલીઆથ ' સાથે માત્ર લેખનીના શસ્ત્રથી ભદ્રંભદ્રના લેખકે ' ડેનીઅલ ' પેઠે દ્વંદ્વ યુદ્ધ આદર્યું હતું. હાસ્યરસના નિબંધમાં એક સ્થાને એમણે લખ્યું છે કે

જનસમાજમાં પ્રવર્તતી અનિષ્ટતા સુધારવાનો હેતુ હોય ત્યાં જ આવી રીતે ઉપહાસ કરી પ્રહાર કરવામાં યોગ્યતા રહેલી છે. તે વિના ઉપહાસમાં ક્રૂરતા આવી જાય છે અને પ્રહારમાં દ્વેષ તથા ક્રોધ આવી જાય છે.

આ શાસન ઘડનારે પોતે એને યોગ્ય રીતે પાળ્યું હતું પણ સમાજના સડેલા ભાગથી એ સહન નહિ થઇ શકે એ સ્વાભાવિક છે. પરિણામે જે વિષભર્યા પ્રહારો એમના તરફ કરવામાં આવ્યા એને લીધે પણ એમના સુકુમાર આત્માની હાસ્યરસ ક્ષેત્રમાંની ગતિ મંદ પડી હોય એમ માનીએ તો ખોટું નથી.

પરંતુ ધીમે ધીમે બંગભંગને લઇને આવેલ રાજ્યદ્વારી ચેતને સંસાર સુધારામાં પણ પ્રગતિ આણવા માંડી અને એ જ ચેતનને લઇને સુધારકોનો માર્ગ સરળ થવા લાગ્યો. પરિણામે ભદ્રંભદ્રની લોકપ્રિયતા વધવા માંડી. જુદાં જુદાં મંડળોએ અને સમાજોએ તે પુસ્તકમાંથી અમુક ભાગ કોન્સર્ટોમાં અને સોશ્યલ ગેધરીંગોમાં ભજવી બતાવવો એ સામાન્ય રવૈયો થઇ ગયો અને આ લોકપ્રિયતા ઠેઠ ૧૯૧૫ –૧૬ સુધી જનતામાં સ્પષ્ટ જણાતી હતી. પછી સાહિત્યમાં ઘોડાપૂર આવ્યું. દરેક દિશામાં અનેક અવનવા, સારા, માઠા, અધકચરા, સંસ્કારી યત્નો થવા લાગ્યા.

ગત જમાનો શાંતિનો હતો, ઉંડા પણ સાથે સાથે બહુ જ મર્યાદાવાળા અભ્યાસનો હતો, વર્ષમાં બે ચાર ટુંકાં કાવ્યો કે એકાદ બે નવલિકા લખવાથી અમુક વ્યક્તિ સાહિત્યમાં વરસો સુધી વેગભરી ગણાતી. ચાલુ જમાનો ગતિનો છે ઉત્સાહનો છે, માણસ દોડતો જાય અને વાંચતો જાય એવા પ્રકારના સાહિત્યનો છે. આને લઇને ભદ્રંભદ્ર આજે વિસરાતું જાય છે એ ખેદ ભરી છતાં સત્ય હકીકત છે. અલબત્ત આમાં અમુક અંશે આપણે ત્યાં સાહિત્યે વાંચનારને દોરવનાર ટીકાકાર વર્ગની અછત, એ દોષ પણ એક કારણું.

એની લોકપ્રિયતાના સમયમાં ભદ્રંભદ્ર, અંબારામ, સંયોગીરાજ, વલ્લભરામ, પ્રસન્નમનશંકર એ બધાં પાત્રો અમારી જીભને ટેરવે જ હતાં. ભદ્રંભદ્ર, અંબારામ અને વલ્લભરામનાં ભાષણો ઘણાને જીહવાગ્રે હતાં. ઘણા માણસો એક જ જગ્યાએ જતા હોય તો અવશ્ય સામો આવનાર પુરુષ એમ પૂછતો જ કે " ક્યાં ચાલ્યા ? "

તરત જ પાંચસાત મનુષ્યોના મુખમાંથી ઉત્તર મળતો કે " માધવબાગમાં. " મિત્રોમાં કે સાધારણ સભાઓમાં પણ જ્યાં સાચી દલીલોનો અભાવ જણાવા માંડે કે તરત હાજર રહેલામાંથી કોઇ બોલી જ ઉઠે કે " અમેરિકામાં ઘોડા દોડે છે તેથી શું ? સ્પેનથી આણીને ઘોડા ત્યાં છોડી મૂક્યા પણ તેથી શું ! સમય—સમય—પ્રસંગ ! "

ગમે તે પ્રસંગ શોધીને પણ ઘણાઓ બોલી ઉઠતા: " અપ્રાણ્યં, અપ્રાણ્યં, છલં, સુધારકાણાં છલં. આર્ય જ્યોતિષને, આર્ય શુકનને, આર્ય દેવોને, આર્ય સાધનોને ખોટાં પાડવા સુધારાવાળાએ કરેલ આ કપટમયી યુક્તિ, જેથી ધ્વસ્તા થઇ છે મુક્તિ, જેથી લુપ્તા થઇ છે ભુક્તિ– "

" શાંતં પાપં, અંબારામ, શાંતં પાપં " એ વાક્યથી ઘણાં માણસોના લાંબાં ભાષણો ટુંકાવી દેવામાં આવતાં હતાં. એ સમયે, ભદ્રંભદ્રમાંથી કૈંક પણ બોલવું એમાં બોલનારની ઉચ્ચ હાસ્યરસિક્તા જણાતી. આજ એ પ્રયોગો ભુલમાં પણ આપણાથી બોલાઇ જાય તો સાંભળનારાઓ આપણા સામું શૂન્ય વદને જોઇ રહે અને આપણે ભોંઠા પડી જઇએ છીએ.

જમાનો બદલાતાં અમુક પુસ્તકોનો પ્રચાર ઓછો થાય, અમુક પુસ્તકોનો પ્રચાર સમૂળગો જ બંધ થાય એ સામાન્ય છે; પણ એવી સ્થિતિમાંથી શિષ્ટ ગ્રંથોને ઉગારી લેવા એ સાહિત્યના ટીકાકારોની ફરજ છે. ભદ્રંભદ્ર જેવો ગ્રંથ આપણા સાહિત્યમાંથી લુપ્ત થઇ જાય એ ઇચ્છવાયોગ્ય નથી કારણ કે એમાં માત્ર જુની, અનિષ્ઠ રૂઢિઓ સામે કટાક્ષકથનજ નથી. એમાં એ ઉપરાંત ' અતિચિત્રો ' પ્રતિકૃતિઓના સફલ પ્રયાસ છે, વ્યાજસ્તુતિનાં સુંદર દષ્ટાંતો છે તેમજ નર્મ હાસ્યરસનાં ઝરણાં પણ છે. એમાં વર્ણવેલા પ્રસંગો આજ પણ

આપણા જીવનમાં છે એટલે કાલની દૃષ્ટિએ પણ એ પુસ્તકને જુનું કહેવામાં કૈં અર્થ નથી. હા, એ પુસ્તકમાં ક્ષતિ છે જ નહિ અને એ સાવ દોષરહિત છે એમ કહેવાનો આશય નથી. ક્ષતિ એટલાપૂરતી લાગે છે કે એ પુસ્તકમાં પાત્રોમાંના કેટલાંક અમુક વર્ગને ( type ) બતાવવાને બદલે અમુક વ્યક્તિને ચીતરે છે. પરિણામે હાલના જમાનામાં એ વ્યક્તિઓ અપરિચિત હોઇ વાંચનારને એ પાત્રો જોઇએ તેટલાં આકર્ષી શકતાં નહિં હોય એ બનવાજોગ છે. વ્યક્તિગત હુમલા પણ કોઇક કોઇક જગ્યાએ જોવામાં આવે છે; અને છતાં પણ જેમ " ડૉન કવીકઝૉટ, " ગલીવર્સ ટ્રાવેલ્સ " અને "પીકવીક પેપર્સ " યુરોપીય ભાષાઓમાં અમર ગ્રંથો છે તેમ ગુજરાતી સાહિત્યમાં ભદ્રંભદ્ર રહેશે—રહેવું જોઇએ એમ મારૂં ધારવું તો છે.

રમણભાઇએ પોતાની શક્તિના પ્રમાણમાં હાસ્યરસના ક્ષેત્રમાં બહુ થોડું લખ્યું છે એમ આગળ કહેવાઇ ગયું. ભદ્રંભદ્રને ખેલમાં જ રાખ્યા, ત્યાંથી નીકળીને સનાતની પુરૂષોત્તમ કયાં ગયા એ આપણને ન જણાવવામાં રમણભાઇએ ભદ્રંભદ્રના આશકોનો ગુનોહ કર્યો છે. એ મહાપુરુષના જીવનમાં બનેલા અનેક અન્ય પ્રસંગો અવારનવાર પ્રકાશમાં લાવવામાં આવ્યા હોત તો ગુજરાતી સાહિત્ય એ જીવનના આલેખકનું વધુ ઋણી બની શકયું હોત. પરંતુ "હોત" વિશે બળાપો કરવો નકામો છે.

ભદ્રંભદ્ર સિવાયની એમની કૃતિઓ હાસ્યમંદિરમાં એકત્રિત કરવામાં આવી છે. એમનો લગભગ છેલ્લો હાસ્યરસિક લેખ ' ચીઠ્ઠી ' પણ રમણભાઇની એ દિશામાંની શક્તિ ઠેઠ સુધી ક્ષીણ નહોતી થઇ એવી સાક્ષી પૂરે છે. " શોધમાં " નામની એમની લાંબી પણ અધુરી કૃતિ જ્ઞાનસુધામાં કકડે કકડે પ્રસિદ્ધ થતાં અકાળે અવસાન પામી હતી. એમની બધીએ કૃતિઓ જોઇએ તો તેમાં એક વિચિત્રતા જણાઇ આવશે અને તે એ કે એમાં કયાંય પણ સ્રીપાત્ર આવતું નથી ! કદાચ એથી આપણે પુરુષો એવો ગર્વ ધારણ કરી શકીએ કે પરશુરામની પેઠે કોઇ વ્યક્તિ ' નસ્રી ' પૃથ્વી કરી નાખે તો પણ અમે ઉંચા પ્રકારનું હાસ્યરસનું સાહિત્ય ઉત્પન્ન કરી શકીએ !

આ વિચિત્રતાનું કારણ એક હોઇ શકે કે તે જમાનામાં સ્ત્રીઓની સામાં શુદ્ધ હાસ્યરસના પ્રહારો કરવા તેમાં પણ ' શીવલરી ' માં ન્યૂનતા આવે એમ એમને લાગતું હશે. બાકી સ્ત્રીઓમાં હાસ્યરસ નથી જ એમ કબુલ કરવા સ્ત્રીઓ તૈયાર નહિં હોય અને સ્ત્રીપાત્રમાં હાસ્યાસ્પદ અંશ જ નથી એમ કહેવાને તો સ્ત્રીઓના આગ્રહી પૂજકો પણ હિંમત નહિં કરી શકે

એક બીજો વિચાર આવે છે: રમણભાઇ પોતાના નિબંધમાં એક ઠેકાણે લખે છે:

કાઠીઆવાડીઓ ' માળોઓઓઓઅ ' જે લહેકાથી કહે છે તેટલું હાસ્યભર્યું વાક્ચાતુર્ય પણ તલ ગુજરાતીઓની વાણીમાં નજરે પડતું નથી.

પોતે સુરતના છતાં, હાસ્યરસનો નિબંધ અને ભદ્રંભદ્ર જેવી કૃતિઓના પોતે જ લેખક હતા છતાં તલ ગુજરાતીઓને સંબંધે આવો હલકો અભિપ્રાય શા માટે ?

સુરતી સહેલાણીઓનું " સઅલામ પંહુચે – સેએએઠનેએ " નું વાકય " ઍાય માળો " જેટલું સૂક્ષ્મ હાસ્યરસથી ભર્યું કદાચ નહિં હોય છતાં એમાંય કટાક્ષની તેજીલી તરવાર ચમકે છે જ. અને આપણા સાહિત્યમાં આટલા વાડા છે તેમાં એકનો ઉમેરો કરીને કહું તો હાલના આપણા હાસ્યરસના લેખકોમાં કાઠીઆવાડી કરતાં તલ ગુજરાતના લેખકો વધારો હશે જ. કાઠીઆવાડના સ્વ. દલપતરામ, ઓલ્યા જોષી, મસ્ત ફકીર, યશવંત પંડયા, રાયચુરા, મુનિકુમાર, જયંતકુમાર, વિનોદકાંત અને ગગનવિહારી. આમની સામા સ્વ. નવલરામ, સ્વ. બીરબલ, નરસિંહરાવ, કૃષ્ણરાવ, હરગોવિંદદાસ કાંટાવાળા, નારદ, કનૈયાલાલ, રામનારાયણ પાઠક, રમણલાલ વ. દેસાઇ જ્યોતીંદ્ર દવે, જાગીરદાર, કિશોર વકીલ વગેરેની ફોજ ગાંજી જાય તેવી નથી. આમાં સભાઓના શિષ્ટાચાર પ્રમાણે દરખાસ્ત રજુ કરનાર " અને હું પોતે " એમ કહે છે તે પ્રમાણે લેખક ' ધનસુખલાલ મહેતા ' નું નામ ગણાવે તો સંખ્યામાં વળી એોર વધારો થાય.

પરંતુ હાસ્યરસના લેખકોને હમણાં અંદર અંદર યુદ્ધ માંડવું પાલવે એમ નથી. હાલ ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસને છેક પહેલાંના

જેટલું ગૌણુ સ્થાન તો નથી છતાં હજી પણ એ ક્ષેત્રોના લેખકો સાહિત્યના અન્ય ક્ષેત્રોના લેખકો કરતાં ઘણી નીચી ન્યાતના તો ગણાય છે જ. આ સ્થિતિ સુધારવા માટે હાસ્યરસના લેખકોને મંડળો સ્થાપવાની, પરિષદો ભરવાની અને જરૂર પડે તો શાંતિમય અસહકાર સાધવાની આવશ્યકતા સૌ કોઇ સ્વીકારી શકે તેમ છે. આટઆટલી સાહિત્યપરિષદ ભરાઇ તેમાં પ્રમુખસ્થાનેથી સાહિત્યના આ અંગ સંબંધી કેટલા પ્રમુખોએ ઉલ્લેખ કર્યો છે? સ્વ. કમળાશંકરે થોડીક લીટીઓ એ સંબંધે લખેલી એમ યાદ છે. રમણભાઈ જેવા એ જ માર્ગના પ્રવાસીએ પણ અન્ય સહપ્રવાસીઓને પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં બહુ ઉત્તેજન આપ્યું હોય એમ સ્મરણમાં નથી; અને આનંદશંકરે તો પોતાના ભાષણમાં જે એક મોટી ટીપ આપી હતી તેમાં બેચાર લેખકોનાં નામ માત્ર આવી ગયાં હશે તેટલું જ! ને ટીપના સંબંધમાં પણ જાણે ઉતાવળમાં ઘેર લગ્ન નક્કી થઇ ગયાં હોય અને તેના જમણમાં ઉતાવળે નોતરાં મોકલવામાં આવ્યાં હોય તેવે સમયે જેમ નિકટનાં સગાંવહાલાંઓના નામ પણ વિસરાઇ જવાય અને કોઇ ભળતાં જ નામો અંદર ઘુસી જાય તે પ્રમાણે બન્યું હતું. આ સિવાય એમણે આ વિદ્યા સંબંધે બીજી બે પાંચ લીટી લખી હતી!

અંતમાં, આ પ્રકારની વસ્તુસ્થિતિ સુધારવાના યત્ન આદરવા એ દિશામાં યોગ્ય કાર્ય કરી શકે એવા સાક્ષરોને મારી વિનંતિ છે. રમણભાઇએ લખેલ 'હાસ્યરસ' નિબંધની દૃષ્ટિએ આપણું એ પ્રકારનું અત્યાર સુધીનું સાહિત્ય છણાવાથી એ માર્ગમાં ઘણી પ્રગતિ સુધરશે. સાહિત્યનાં બીજાં અંગોના પ્રદેશોમાં કાર્ય કરનારાઓએ રમણભાઇ પોતાના 'હાસ્યમંદિર'ની પ્રસ્તાવનામાં લખે છે તેટલું સ્મરણમાં રાખવાની જરૂર છે કે:

· હાસ્યનું પણ મંદિર હોય છે. બીજા મંદિર પેઠે એ મંદિરમાં પણ ભક્તિના, આનંદના, ઉત્સાહના, અભ્યાસના પ્રસંગ હોય છે. એ મંદિરમાં પણ એકાન્ત મનન કરવાના આત્મ પરીક્ષા કરવાના, તેમજ બીજા ભકતોના સંગમાં તેમના સરખી લાગણીઓ અનુભવવાના અવસર મળે છે. વિશુદ્ધિ અને ઉત્કર્ષના પ્રયાસ પણ એ મંદિરમાં થઇ શકે છે.